COPIOUS NOTES ON

# Nelson's Indian Readers, IV.

(Complete.)

—o—

Etymological, Grammatical, Idiometical and Phraseological Explanations, with Pronunciations of all the words in Gujarati, as well as English and Gujarati Meanings, together with a Gujarati Translation; giving the pupil every facility and all that is required to go smoothly through the whole text.

BY

**J. H. BARIA,**

Assistant Master, **Sir J. J. P. B. Institution.**

(*Registered Under Act XXV of 1867.*)

***BOMBAY, No. 2.***

Published and sold by:

**Nanabhai Bejanji Karani,**

Book-Seller and Publisher, Bhivandivala Terrace,

***Dhobi Talao, BOMBAY, No. 2.***

નાનાભાઇ બેજનજી કરાણી.

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, ભિવન્ડીવાલા તેરેસ;

ધોબીતળાવ, મુંબઇ, નં. ૨.

**Price Rs. 1-4-0 Net.**



PRINTED BY MEHERJI BYRAMJI MITHAIVALA AT THE J. N. PETIT PARSI ORPHANAGE CAPTAIN PRINTING WORKS, NO. 141, LAL BAUGH, PAREL, AND PUBLISHED BY NANABHAI BEJANJI KARANI, BHIVANDIVALA TERRACE, DHOBI TALAO; BOMBAY, NO. 2.

# NELSON'S INDIAN READERS,

## BOOK IV.

### 1. THE SEASONS.

**Seasons**, *n.* (સીઝન્સ) ઋતુ. The divisions of the year.

**Calendar**, *n.* (કૅલેન્ડર) પંચાંગ. An orderly arrangement of the divisions of time.

**For instance**, દાખલા તરીકે. For example. L. *In & sto*, to stand.

**Convenient**, *adj.* (કનવીનીયંટ) સગવડ ભરેલો. Suitable.

**Decides**, *v. t.* (ડીસાઇડઝ) નક્કી કરેછે. Determines.

**May be expected**, *v. t.* (એક્સપેક્ટેડ) વકી રાખવામાં આવે છે. Looked for.

**Inconvenient**, *adj.* (ઇનકનવીનિયંટ) અગવડ ભરેલો. Unsuitable.

**Generally**, *ad.* (જેનરલિ) ઘણું કરીને. Commonly; in general.

**To take into account**, ધ્યાનમાં લેવું. To take into consideration.

**Depend**, *v. i.* ( ડિપેન્ડ ) આધાર રાખે છે. Rests on. L. *De*, & *pendeo*, to hang.

**Interesting**, *adj.* (ઇનટરેસટિંગ) રમુજી. Exciting interest.

**To compare**, *inf.* (કમપેર) સરખાવવું. To see whether things are equal. L. *Con*, & *par*, equal.

**Somewhat**, *ad.* (સમહ્વૉટ) જરા. Partly.

**Differences**. *n.* (ડિફ્રરનસિઝ) તફાવત. Distinction, dissimilarity.

**Period**, *n.* (પીરયડ) મુદત. Duration.

**Distinct**, *adj* (ડિસટિંકટ) જુદી. Different. L. *Dis*, & *stingus*, to mark.

**Spring**, *n.* (સ્પ્રિંગ) વસંત ઋતુ. The vernal season when plants begin to grow.

**Autumn**, *n.* (ઑટમ) પાનખર ઋતુ. The third season of the year.

**Are harvested**, *v. t.* (હારવેસ્ટેડ) કાપણી કરીને ભેગું કરવામાં આવે છે. Reaped and gathered.

**Withers**, *v. i.* (હ્વિધરઝ) ખરી પડે છે. Fades.

**Sets in**, શરૂ થાય છે. begins.

**Throughout**, *prep.* (થ્રુઆઉટ) શરૂઆતથી છેડા સુધી. From beginning to end.

**Comfortable**, *adj*. (કમ્ફર્ટેબલ) સુખદાયક. Cheerful. L. *con*, and *fortis*, strong.

**Sports**, *n*. (સ્પૉર્ટ્સ) રમતો. Games.

**Sliding**. *ger*. (સ્લાઇડિંગ) સરી જવું. Slipping.

**Skating**, *ger*. (સ્કેટિંગ) બરફ ઉપર સરવું. Moving on skates.

**Picnics**, *n*. (પિકનિક્સ) ઉજાણી. Pleasure excursions, in which people take meals out of doors.

**Account**, *n*. (ઍકાઉન્ટ) હેવાલ. descriptions.

**Rare**, *ad*. (રૅર) અસાધારણ. Uncommon.

**Rarely** *ad*. (રેરલિ) કદાચજ. Seldom

**Frost**, *n*. (ફ્રૉસ્ટ) ઝાકળ. Frozen dew.

**Changeable**, *adj*. (ચેનજેબલ) બદલાયા કરતી. Variable, subject to change.

**Climate**, *n*. (ક્લાઇમેટ) રૂતુ. The condition of a place in relation to the atmosphere.

**Twilight**, *n*. ( ટ્વાઇલાઇટ ) ઝઝકણું. The light before sunrise and sunset.

**Allusions**, *n*. ( ઍલ્યુઝનઝ) ઇશારા. Hints; indirect references. L. *Ad*, & *ludo*, to play.

**Particularly**, *ad*. ( પરટિક્યુલરલિ ) ખાસ કરીને. Specially.

**Are common**, સાધારણ છે. Are often found.

**In fact**, ખરેખર. Indeed.

**Pleasanter**, *adj*. ( પ્લેઝનટર ) વધારે ખુશનુમા. More delightful. [L. *Placeo*, to please.

**Describes**, *v. t*. ( ડિસ્ક્રાઇબ્ઝ ) વર્ણન કરે છે. Narrates. L. *De*, & *scribo*, to write.

**Drought**, *n*. (ડ્રાઉટ) પાણીનો દુકાળ. Dryness; want of rain or water.

**Series**, *n*. (સીરીઝ) વાંચણમાળા. A number of things succeeding in order and related to one another.

**Bitter sky**, તીક્ષ્ણ હવા. severe weather.

**Ingratitude**, *n*. ( ઇનગ્રૅટિટ્યુડ ) નિમક હરામી. Ungratefulness. L. *In*, & *gratia*, favour.

**Benefits**, *n*. (બેનિફિટ્ઝ) ઉપકાર. Favours; acts of kindness. L. [*Bene*, well, & *Facio*, I do.

૧. પંચાંગ ઘણી ઉપયોગી ચીજ છે. કોઇપણ વરસનું પંચાગ આપણને જણાવે છે કે અઠવાડિયાં અને મહિનાના દિવસો કેવી રીતે આવશે. દાખલા તરીકે, ધારો કે વડા શિક્ષક જાણવા માગે કે ઉનાળાની રજા શરૂ કરવાને કયો દહાડો સગવડ ભરેલો થઇ પડશે. પહેલી મેને તે મહિનાનો એક સારો દિવસ ધારે છે. તોપણ, તે અઠવાડિયાંનો એક સારો દિવસ થઇ પડશે કે? તે પંચાગમાં જુએ છે, અને માલમ પડે છે કે પહેલી મે શુક્રવારે પડે છે. હવે, જ્યારે શનીવારે અને રવીવારે નિશાળમાં રજા હોય છે, તેથી તે ધારે છે કે છુટીનો પહેલો દિવસ સોમવારે પડવો જોઇએ. તેટલા માટે સોમવાર, તા. ૨૭ મી એપ્રિલ, અથવા સોમવાર, તા. ૪ થી મેને છુટીનો પહેલો દિવસ કરવાને તે નકકી કરે છે.

છુટીના દિવસો મેમાંજ કાંય શરૂ થવા જોઇએ? જુન કે જુલાઇમાં, અથવા માર્ચ કે એપ્રિલમાં કાંય શરૂ થવા જોઇએ? હિંદુસ્તાનમાં કદાચ એવી જગાઓ હોય છે, કે જ્યાં તેઓ આમાંના એકાદ મહિનામાં શરૂ થાય છે. તારીખ નકકી કરવામાં, પહેલી બાબદ જે વિચારવાની છે, તે, તે વખતે જે જાતની હવાની વકી રાખી શકાય, તે છે. જ્યારે ઘણો તાપ પડતો હોય, અથવા ઘણો વરસાદ પડતો હોય, ત્યારે નિશાળે જવું અગવડ ભરેલું થઇ પડે છે. ઘણું કરીને સરકાર છુટીના દિવસોને માટે કાયદા કરે છે, અને તેમ કરતાં તેને રૂતુઓ ધ્યાનમાં લેવી પડે છે. અલબતાં, આ માત્ર એક રીત છે, કે જેમાં આપણી જીંદગી વરસ દરમ્યાન રૂતુઓ ઉપર આધાર રાખે છે. બીજી રીતો છે, કે જેમાં તેઓ એમ આધાર રાખે છે, અને રૂતુઓ શું છે, તેનો વિચાર કરવાનું, અને હિંદુસ્તાનની રૂતુને ઇગ્લાંડની રૂતુ સાથે સરખાવવાનું રમુજી થઇ પડશે. હિંદુસ્તાનમાં ત્રણ રૂતુઓ છે, કે જેને વિષે દરેક જણને બરાબર ખબર છે—ઠંડીની રૂતુ, ગરમીની રૂતુ અને વરસાદની રૂતુ. ઉત્તર હિંદુસ્તાનમાં ઠંડીની રૂતુ નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી રહે છે, ગરમીની રૂતુ માર્ચથી મે સુધી, અને વરસાદની રૂતુ જુનથી અકટોબર સુધી રહે છે. દક્ષિણ હિંદુસ્તાનમાં રૂતુઓ જરા જુદી હોય છે. જુનથી અકટોબર સુધી કાંઇ વરસાદ પડતો નથી, પણ અકટોબરથી ડીસેમ્બર સુધી ઘણો વરસાદ પડે છે. તેટલા માટે ગરમીની રૂતુ એપ્રિલથી અકટોબરની અધવચ સુધી રહેતી કહેવાય. વરસાદની રૂતુ ત્યારથી તે ડીસેમ્બરની અધવચ સુધી, અને ઠંડીની રૂતુ માર્ચ અથવા એપ્રિલ સુધી રહેતી કહેવાય. જે વખતે રૂતુઓ શરૂ થાય અને પુરી થાય, તેજ વખતે ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમાં તફાવત હોય છે એમ નથી. ઉત્તરે દક્ષિણના

કરતાં ગરમીની ૠતુમાં વધારે ગરમી પડે છે, અને ઠંડીની ૠતુમાં વધારે ઠંડી પડે છે; અને જોકે ગરમીની ૠતુ દક્ષિણમાં વધારે લાંબો વખત સુધી રહે છે, તોપણ સૌથી વધારે ગરમીની મુદત ટુંકી હોય છે. ત્યાં એવી કોઇ ૠતુ નથી, કે જે ખરેખરી ઠંડીની ૠતુ કહેવાઇ શકાય. મદરાસના મેદાનમાં લોકોને હુંફાળા રાખવાને આતશની કદી જરૂર પડતી નથી. યુરોપમાં ૠતુઓ ઘણી જુદી હોય છે. જેમ હિંદુસ્તાનમાં હોય છે, તેમ ઉત્તરમાં અને દક્ષિણમાં તેઓ એકસરખી હોતી નથી. તોપણ યુરોપમાં દરેક ઠેકાણે ચાર જુદી ૠતુઓ—વસંત ૠતુ, ઉનાળો, પાનખર ૠતુ, અને શિયાળો, હોય છે. આમાંની દરેક ૠતુ ત્રણ મહિના રહે છે. વસંત ૠતુ માર્ચ, એપ્રિલ અને મેમાં રહે છે; ઉનાળો જુન, જુલાઇ અને ઑગસ્ટમાં; પાનખર ૠતુ સપટેમ્બર, અકટોબર, અને નવેમ્બરમાં; અને શિયાળો ડિસેમ્બર, જાન્યુઆરી અને ફેબ્રુઆરીમાં રહે છે. પાનખર ૠતુમાં ઘણુંખરા પાકની કાપણી કરવામાં આવે છે. ઘઉં, ઓટ, અને બારલીની કાપણી કરવામાં આવે છે. ફળો પણ પાકે છે, અને સેબફળ અને પેર એકઠાં કરીને શિયાળાને માટે ભરી રાખવામાં આવે છે. પછી પાંદડાં ઝાડ ઉપરથી પડી જાય છે, ઘાસ કરમાઇ જાય છે, અને શિયાળો વરસાદ અને તોફાન સાથે શરૂ થાય છે. આખા શિયાળામાં ઝાડો પાંદડાં વગરના હોય છે, અને ખેતરો ભુરા અને ખાલી હોય છે. તોપણ તે નાખુશ વખત હોતો નથી. લોકો પોતાનાં ઘરમાં આતશ, મીણબત્તી અને ગેસ વડે સુખદાયક રહે છે. શિયાળામાં મેદાનમાં રમવાની રમતો હોય છે—પૈસાદાર લોકોને માટે શિકાર કરવાની અને બંદુક વડે જનાવર અને પક્ષી મારવાનું, અને બધાંને માટે ફુટબોલ. કોઇ કોઇ વાર ઝાકળ અને બરફ પડે છે. તળાવો અને નદીઓ તે વખતે આઇસથી ભરાઇ જાય છે, અને ફુટબોલને બદલે બરફ ઉપર અને રકેટ ઉપર સરવાની રમત હોય છે. વસંત ૠતુમાં પૃથ્વી ઉંઘમાંથી જાગૃત થતી જણાય છે. ઝાડો ઉપર પાંદડાં પાછાં આવે છે, ઘાસ લીલું ઉગે છે, અને કુમળો અનાજ ખેતરોમાં ઉગી નીકળે છે. વસંત ૠતુને ઠેકાણે ઉનાળો આવે છે. તે વખતે ઝાડો પાંદડાંથી ગીચ ભરાઇ જાય છે. ઘાસ ઉચું ઉગે છે, અને તેને કાપીને સુકવે છે. બાગો ફળ અને ફુલથી ભરેલાં હોય છે. લોકો ક્રિકેટ, લૉન–ટેનિસ, ગોલ્ફની રમતથી અને ગામડાંમાં ફરીને, ઉજાણી જઇને અને દરિયામાં નાહીને મઝા મેળવે છે. હિંદુસ્તાન અને યુરોપની ૠતુઓના આ ટુંકા અહેવાલ ઉપરથી જણાશે કે તેઓ વચ્ચે ઘણો તફાવત હોય છે. ઇંગ્લાંડમાં વરસાદની ૠતુ હોતી નથી. વરસના

કોઇવેળી વખતે, બીજા વખતનાં કરતાં વધારે વરસાદની વકી રાખવામાં આવે છે, પણ દરેક મહિનામાં વરસાદના દિવસો હોય છે, અને વરસાદ વગરના બે ત્રણ કરતાં વધારે અડવાડિયાં ભાગ્યેજ હોય છે. ઉનાળામાં વારંવાર ઘણો તાપ પડે છે, પણ ગરમ હવાબી એકી વખતે થોડાંક અઠવાડિયાં કરતાં વધારે વખત સુધી ભાગ્યેજ રહે છે. શિયાળામાં ઠંડી હવાની વકી રાખવામાં આવે છે, પણ શિયાળો વારંવાર ઘણા ઝાકળ કે બરફ વગર પસાર થાય છે. હવા એટલી તો બદલાયા કરે તેવી હોય છે કે અંગ્રેજ લોકો હંમેશા તેનીજ વાત કર્યા કરે તેની મશ્કરી કરવામાં આવે છે. એક હુશિયાર માણસે કહ્યું છે કે ઈંગ્લાંડમાં રતુ નથી, પણ હવાથી ખમવું પડે છે. ઈંગ્લાંડ જતા હિંદુસ્તાનના વતનીઓને પણ ખચીત ખમવું પડે છે. ખાસ કરીને સુરજ એટલો થોડો દેખાય તે તેઓને ગમતું નથી. એનું થોડું કરણ એ છે કે આકાશ વાદળાંથી એટલો વારંવાર ગીચ ઢંકાયલો હોય છે, અને થોડું એ છે કે શિયાળામાં બરફનું વરસ દિવસ એટલા ટુંકા હોય છે. ભર શિયાળામાં સુરજ આશરે આઠ વાગે માત્ર ઉગે છે, અને આશરે ચાર વાગે પાછો અસ્ત પામે છે. અગ્રઅતાં ઉનાળામાં દિવસો લાંબા હોય છે, અને રાત ટુંકી હોય છે; સુરજ ચારની અગાઉ ઉગે છે, અને આશરે આઠ વાગે અસ્ત પામે છે. તોપણ શિયાળામાં રોશનીના આઠ કરતાં વધારે કલાક હોય છે, અને ઉનાળામાં સોળ કરતાં વધારે કલાક હોયછે. સુરજ અસ્ત પામ્યા પછી અને ઉગ્યા અગમચ ઝઝકણું રહેછે, અને હિંદુસ્તાન કરતાં ઈંગ્લાંડમાં વધારે વાર રહેછે. ઈંગ્લાંડની રતુ અને હવા વિષે જાણવાની જરૂર છે, કારણકે અંગ્રેજી ચોપડીમાં તેઓ વિષેના ઇસારાઓ ઘણા સાધારણ છે. કવિતામાંના ઇસારા ખાસ કરીને સાધારણ હોય છે; ખરું જોતાં કવીઓએ રતુ વિષે ઘણી કવિતાઓ લખીછે. તેઓ વધારે ખુશનુમા રતુ, વસંત રતુ અને ઉનાળા વિષે ઘણુંજ વારંવાર લખેછે. આ વાંચણમાળાની ત્રીજી ચોપડીમાં, “ માર્ચ મહિનામાં લખેલી લીટીઓ, ” એવે નામની એક કવિતા છે, કે જેમાં તે કવિ વસંત રતુના આવવા વિષેનું વર્ણન કરે છે. તેજ ચોપડીમાં, “ ઉનાળામાં વરસાદ ” એ નામની એક કવિતા છે. એમાં તે કવી, લાંબા પાણીના દુકાળ પછી જ્યારે વરસાદ આવેછે ત્યારે માણસો અને ઢોરોની ખુશાલીનું વર્ણન કરેછે. હિંદુસ્તાનમાં જ્યારે વરસાદ શરૂ થાયછે, ત્યારે દર વર્ષે લોકોને આ ખુશાલી લાગેછે. તેજ ચોપડીમાં શિયાળા વિષે એક ગીત છે. તે વખતે ઠંડો પવન કેવી રીતે ફુંકેછે, અને તીક્ષણ

હવાથી કેવી રીતે બંધાઇ જાયછે, તે તેમાં જણાવેછે. તે કવી કહેછે કે "ફુંક, શિયાળાના પવન, ફુંક," "બંધાઇ જા, તું તીક્ષણ હવા, બંધાઇ જા;" પણ તે જણાવેછે કે સૌથી ખરાબ હવા, "માણસની નીમકહરામી, "પરોપકાર ભુલી જવાં," અથવા દોસ્તોને યાદ નહિ કરવા," તેના જેવી ખરાબ નથી.

## 2. THE STORY OF A RUBY

## ૨. એક માણકની વાત.

**Ruby.** *n.* (રુબિ) માણક. A pracious stone of a red colour.
**Potter,** *n.* ( પૉટર ) કુંભાર. One who makes earthen vessels
**Owned,** *v. t.* ( ઓન્ડ ) માલેક હતો. Was the owner of.
**Going his rounds,** ફેરી ફરતો હતો. Going on his duties
**Precious,** *adj.* (પ્રેશિયશ) કીમતી. Valuable. L. *Pretium*, price.
**Ferry,** *n.* ( ફેરી ) નાળાંનો છાછરો ભાગ. A place where persons or things are carried over a stream.
**Ferryman,** *n.* ( ફેરિમૅન ) હોડીવાળો. One who attends a ferry.
**Admired,** *v. t.* ( ઍડમાયર્ડ ) વખાણી. Praised; esteemd L. *Ad*, & *miror*, to wonder.
**Handed over,** *v. t.* ( હૅનડેડ ) આપ્યો. Gave.
**Stern,** *n.* ( સ્ટર્ન ) હોડીનો પાછળો ભાગ. The back part of the ferry.
**Oar,** *n.* ( ઓર ) હલેસું. An instrument for rowing.
**Lapidary,** *n.* ( લેપિડરી ) ઝવેરી. A worker and dealer in Precious stones. L. *Lapis*, a stone.
**Simply,** *ad.* ( સિમપ્લિ ) માત્ર. Merely.
**Priceless,** *adj.* ( પ્રાઇસલેસ ) અમુલ્ય. Invaluable.
**Idea,** *n.* ( આઇડિયા ) ખ્યાલ. Notion.
**Possessor,** *n.* ( પઝેઝર ) ધણી. Owner. L. *Potis*, able, & *esse*, to be.
**Wrapped,** *v. t.* ( રૅપ્ડ ) લપેટ્યો. Covered.
**Cases,** *n.* ( કેસિઝ ) દાબડા. Boxes.
**Vizier,** *n.* ( વઝીર ) વજીર. Minister.
**Delay,** *n.* ( ડિલે ) ઢીલ. Putting off.

Denied, *v. t.* ( ડિનાઇડ ) ના પાડી. Refused to acknowledge.
Proceeded to open. ઉઘાડવા માડ્યા. Began to open. L. *Pro*, & *cedo*, I go.
Shivered, *p. p.* ( શિવરડ ) ભાંગી ગયલો. Broken.
Atoms, *n.* (ઍાટમ્ઝ ) રજકણુ. Particles.
Kismet, *n.* ( કિસ્મત ) નસીબ. Fate.
Shattered, *adj.* ( શૅટર્ડ ) ભાગીને ચુરેચુરા થયલો. Broken.
To upbraid, *inf.* ( અપબ્રેડ ) ઠપકો દેવો. To blame.
Murmured, *v. t.* ( મરમર્ડ ) ધીમેથી કહ્યું. Said in a low tone.
Simple, *adj.* ( સિમ્પલ ) ભોળો. Plain; artless.
Ignorant, *adj.* ( ઇગનરંટ ) અજ્ઞાન. Not knowing. L. *In*, & *nosco*, I know. [ & *fero*, to bear.
Offered, *v. t.* ( ઍાફર્ડ ) આપવા માગ્યા. Wanted to give L. *Ob*
Proclaiming, *ger.* ( પ્રોક્લેમિંગ ) જાહેર કરવી; જણાવવી. Making known. L. *Pro*, & *clamo*, to cry out.
Slights, *n.* ( સ્લાઇટ્ઝ ) તુચ્છકાર. Contempt, mean treatment.
Worthy, *adj.* ( ઉરધિ ) લાયક Deserving.

એકવાર એક કુંભાર હતો જેની પાસે ત્રીસ ચાલીસ ગધેડાં હતાં. એક દિવસ તેઓ ઉપર વાસણો લાધીને તે પોતાની ફેરીએ જતો હતો, એટલામાં તેને એક હીરો જડયો, કે જે તેણે પોતાના સૌથી મોટાં ગધેડાંની ગરદનની આસપાસ બાંધ્યો. થોડો વખત પછી તે એક નાળાના છાલકા ભાગ આગળ આવ્યો, અને જ્યારે તે ઓળંગી જતો હતો, ત્યારે હોડીવાલાએ તે હીરો જોયો, અને તેની તારીફ કાધી. તેણે કહ્યું "કેવો સુંદર હીરો, મને તે આપો, અને તમારાં ગધેડાંઓ વગર દામે જશે."

તે કુંભારે કહ્યું, "ઘણું સારૂં," અને તેણે તે હીરો તે હોડીવાલાને આપ્યો, જેણે તે પોતાના મછવાના પાછળા ભાગના હલ્લેસાંને બાંધ્યો. થોડો વખત પછી એક મુસાફર ઓળંગવા માગતો હતો. તેનો ધંધો ઝવેરીનો હતો, અને તે હીરો જોઇને તેણે પોતાના મનમાં કહ્યું, "તે હીરો માત્ર એક અમુલ્ય માણેક છે." તેથી તેણે તે હોડીવાલાને કહ્યું, "તમારા હીરાના પાંચ રૂપ્યા લેશો?" તે હોડીવાલાને તેના કિમતનો કાંઈ ખ્યાલ ન હોવાથી તેણે જવાબ આપ્યો,

"દસ રૂપ્યામાં તમને તે મળી શકશે;" અને તેથી તે ઝેરી તે માણેકનો માલેક થયો. પૈસા આપીને તે હીરો લીધા પછી, તેણે તે ઘણીજ સંભાળથી કેટલાંક નરમ કપડાંમાં વીંટાળ્યો, અને પછી તેને કેટલાક ઝવેરાતના દાબડામાં મૂક્યો, કે જે દાબડાઓ તેણે પોતાની દુકાનમાં સૌથી સલામત જગાએ તાળાંચાવી દઇને મૂક્યા.

થોડોક વખત પછી તે રાજાને એક માણેકની ગરજ પડવાથી પોતાના એક વજીરને શોધી લાવવા મોકલ્યો. ઢીલ વગર તે પેલા ઝવેરી આગળ સીધો ગયો, જેણે પહેલાં તો રાજા રાખવાની દરકાર કરે એવો કોઇબી હીરો હોવાનો ઈનકાર કીધો. તેણે કહ્યું, "જો મારી પાસે હોય, તો તમે તે લઇ લઇને મને માત્ર એક નાની રકમ આપો." તે વજીરે કહ્યું, "કાંઈ ફીકર ના કરો. તમારી પાસે તેવું માણેક હોય તો તે હમને દેખાડો! પણ પહેલાં, તેની કેટલી કિંમત માગોછો? તે ઝવેરીએ જવાબ આપ્યો, 'વીસ હજાર રૂપ્યા કરતાં ઓછા નહિ." તે વજીરે કહ્યું, "ઠીક, તે લાવો, અને તે દેખાડો."

તેથી તે પોતાના દાબડા બહાર લાવ્યો, અને તે ઉઘાડવા માંડયાં. પણ અફસોસ! તેને પોતાના કીમતી માણેકના ભાંગીને ચુરેચુરા થઇ ગયલા જોયા! તે બોલ્યો, "અરે કીસમત, કીસમત મારૂં માણેક, મારૂં માણેક." તેથી તે વજીર જતો રહયો. અને તે ઝવેરી, તે ચુરેચુરા થયલાં માણેક તરફ જોઇને તેને દોષ દેવા લાગ્યો. પણ તે માણેક બબડયું, "હું ભાંગી ગયુંછું તેમાં તમે અજબ થાઓછો! પહેલાં એક કુંભારને હું જડયું, અને મને એક ગધેડાંની ગરદન સાથે બાંધવામાં આવ્યું; પણ તે બીચારો એક ભોળો ગામડીયો હતો. ત્યારપછી એક હોડીવાળા- ની માલેકીમાં હું આવ્યો, જેણે મને એક હલ્લેસાં સાથે બાંધ્યો; પણ તેબી અજ્ઞાન હતો, અને કાંઇ વધુ સારૂં આવડતુ ન હતું. પણ તમે! તમે મારે આટે પાંચ રૂપ્યા આપવા માગ્યા, અને દસ આપ્યા! અને હમણાં પણ જ્યારેમારી ખરેખરી કીમત કહેવાની તમને તક હતી, ત્યારે તમે શું કીધું? આ અપમાન છેકજ વધારે હતું—મારૂં દીલ તુટી ગયું, અને હવે હું દામ વગરનું છું! એજ પ્રમાણે માનને ખરેખરા લાયક માણસોનું થાયછે. જ્યાં સુધી તુટેલાં દીલ સાથે તેઓ પોતાની ઘોરમાં સુએછે, ત્યાંસુધી તેઓના જાતભાઇઓથી તેઓની કદી કદર બુજવામાં આવતી નથી.

## 3. THE GREAT CITIES OF THE WORLD.

### દુન્યાના મોટાં શહેરો.

**Frontispiece,** *n.* (ફ્રાંન્ટિસપીસ) ચોપડીના પેહેલાં પાના ઉપરનું ચિત્ર. An illustration fronting the first page, L. *Frons*, front, & *specio*, to see.

**Capital,** *n.* (કૅપીટલ) રાજધાની. Chief city. [ or.

**Empire,** *n.* (એમપાયર) શહેનશાહત. The dominion of an emper- L. *impero*, I command.

**Area,** *n* (એરીયા) વિસ્તાર. Extent; Range.

**Stretches,** *v. i.* (સ્ત્રેચિઝ) લંબાય છે. Extends.

**Waterways,** *n.* (વૉટરવેઝ) નદી. Rivers, streams.

**Port,** *n.* (પૉર્ટ) બંદર. Harbour.

**Ancient,** *adj.* (એનશંટ) અસલનું. Old. L. *Antiquus*, old.

**Modern,** *adj.* (મૉડર્ન) હાલનું. Present. [lead.

**Products,** *n.* (પ્રોડક્ટસ) પેદાશ. Produce. L. *pro*, & *duco*, to

**Spices,** *n.* (સ્પાઇસીઝ) તેજાના. Fragrant vegetable productions.

**In some respects,** કેટલીક વાતે. In some ways.

**Centre** *n* (સેનટર) મરક. Seat [affairs.

**Financial,** *adj* (ફિનેનશિયલ) પૈસા સંબંધી. Pertaining to money

**Far-reaching,** *adj.* (ફાર-રીચિંગ) વિશાળ. Extensive. [& *ago*, I do.

**Transactions,** *n.* (ટ્રેનઝૅકશનઝ) કામકાજ. Affairs. L. *trans*, beyond

**Affect,** *v. t.* (ઍફેક્ટ) અસર કરે છે. Acts upon. L. *ad*, & *facio*, I do. [I sit.

**Residents,** *n* (રેઝિડંટઝ) રહેવાસીઓ. Inhabitants L *Re*, & *sedeo*,

**Swarm,** *v. i.* (સ્વૉર્મ) ટોળાબંધ થાય છે. Is crowded with.

**Scene,** *n.* ( સીન ) મરક. Centre.

**Suburban,** *adj.* ( સબરબન ) Pertaining to suburbs. *L. Sub*, *&* *urbs*, a city. [buses

**Motor-buses,** *n.* ( મોટર બસિઝ ) મોટર આમનીબસ. Motor omni-

**Human flood,** ઉભરાઈ જતું લોક. Crowds of People. *L. Homo*, a man.

**Ebbs**, *v. i.* ( એબ્સ ) ઘટી જાય છે. Decreases.

**Channels**, *n.* ( ચૅનલ્ઝ ) માર્ગો. Courses.

**Overlooking the river**, જે ઉપરથી નદી જોવાય શકાયછે. Over which the river could be seen.

**Cruel**, *adj.* ( ક્રુઅલ ) ઘાટકી. Merciless *L. Cruor*, blood.

**Imprisonment**, *n.* (ઇમ્પ્રિઝનમેન્ટ) કેદખાનું. Confinement. *L. In*, & *prehendo*, I seize.

**Execution**, *n.* ( એગ્ઝિક્યુશન ) ફાંસી દઇને મારી નાખવું. Putting to death by law. *L. Ex*, & *Sequor*, to follow.

**Museum**, *n.* ( મ્યુઝિયમ ) સંગ્રહસ્થાન. A collection of natural, scientific, or literary curiosities.

**Armour**, *n.* ( આરમર ) બખતર Defensive arms.

**Barracks**, *n.* ( બૅરેક્સ ) Buildings for soldiers to live in.

**Military storehouse**, લશ્કરી વખાર Godowns for the affairs of soldiers.

**World-renowned**, *adj.* ( વર્લ્ડ-રિનાઉન્ડ ) જગ પ્રસિદ્ધ. Famous in the world. *L. Re*, & *nomen*, a name.

**Dominions**, *n.* ( ડૉમિનિયંઝ ) રાજ્યો. Territories.

**Familiar** *adj.* ( ફૅમિલિયર ) જાણીતા. well-known.

**Piles**, *n.* ( પાઇલ્ઝ ) ઢગલો. Heaps.

**Sessions**, *n*, ( સેશનઝ ) બેઠક, Sittings, *L. Sedio*, to sit.

**Close at hand**, નજદીકમાં. Near.

**Navy**, *n.* ( નેવિ ) કાફલો. A fleet of ships. *L. Navis*, a ship.

**Mother of Parliaments**, બીજા દેશોની પાર્લામેન્ટની અગાઉ સ્થાપવામાં આવેલી પાર્લામેન્ટ. The Parliament which had been established before the parliaments of other countries.

**Departments**, *n.* (ડીપાર્ટમેન્ટ્ઝ ) ખાતાંઓ. Subdivisions of official duties.

**Huge**, *adj.* ( હ્યુજ ) ઘણી મોટી. Very large.

**Dome**, *n.* ( ડોમ ) ઘુંમટ Cupola; high rounded roof.

**Haze**, *n.* ( હેઝ ) ધુમસ. Light smoke in the air.
**Cathedrel**, *n.* ( કૅથિડ્રલ ) મોટું દેવલ. The principal church.
**Monarch**, *n.* ( મૉનર્ક ) રાજા. King. *Gr. Monos*, alone & *arche*, rule.
**Crypt**, *n.* ( ક્રિપ્ટ ) દેવળનો ભોંયરાંવાળો ભાગ. A part of a church that is underground.
**Column**, *n.* ( કૉલમ ) ગોળ થાંભલા. Round pillars.
**Abby**, *n.* ( (ઍબિ ) દેવળ. Church.
**Monument**, *n.* ( મૉન્યુમેન્ટ ) યાદગીરીનો સ્થંભ. A building or pillar erected to preserve the remembrance.
**Facing it**, તેની સામે. Opposite to it.
**Pass by**, એમની એમ જવા દેવી. Allow to go unnoticed.
**Shelves**, *n.* ( શેલ્વ્ઝ ) અભરાઈ Ledges high above the floor to hold things.
**To consult**, *inf.* ( કનસલ્ટ ) જોવું. To refer.
**Volumes**, *n.* (વૉલ્યુમ્ઝ ) ચોપડીઓ. Books L. *Volvo*, to roll.
**Parchment**, ( પાર્ચમેન્ટ ) ચર્મપત્ર. The skin of a lamb or goat prepared for writing on.
**Invented**, *v. t.* ( ઇનવેનટેડ ) શોધી કાઢવામાં આવ્યું. Found out L. *In*, & *venio*, I come.
**Curions**, *adj.* ( ક્યૅારિયસ ) નવાઈ જેવાં. Strange.
**Documents**, *n.* ( ડૉક્યુમેનટ્ઝ ) ખતો. Official papers.
**Priceless**, *adj.* ( પ્રાઇસલેસ ) અમુલ્ય. Invaluable.
**Industry**, *n.* ( ઇનડસ્ટ્રિ ) બનાવટ. Manufacture.
**Wind**, *v. i.* ( ઉવાઈંડ ) આડાતીડા આવેલા હોય છે. Are in a zigzag course.
**Tide of traffic**, ધમધોકાર વેહવાર. Rush of business.
**Surges**, *v. i.* ( સરજીઝ ) ઉભાઈ જાયછે. Swells.
**Crossings**, *ger.* ( ક્રૉસિંગ્ઝ ) બે અથવા વધારે રસ્તા એક એકને મળે તે જગા. Intersections of two roads.
**To regulate**, *inf.* ( રેગ્યુલેટ ) ચલાવવું, ગોઠવણ કરવી. To arrange; to direct.
**Streams**, *n.* ( સ્ટ્રીમ્ઝ ) આવજાવ. Coming and going; currents.

Current, *n.* ( કરંટ ) આવજાવ. Stream. L. *Curro*, I run.
Are famed, *v. t.* ( ફેમ્ડ ) પ્રખ્યાત છે. Are well-known.
Foot passengers, *n.* ( ફુટ પૅસેન્જરસ ) પગે ચાલતા રાહદારીઓ. People walking along the street.
Pause, *n.* ( પૉઝ ) અટકાવ. Stop.
Supplied, *v. t.* ( સપ્લાઇડ ) પુરા પાડેલાં છે. Furnished.
Heart, *n.* ( હાર્ટ ) મધ્ય ભાગ. Centre.
Woodland scenery, જંગલનો દેખાવ. General appearance of a lanscape covered with trees.
Royal palaces, પાદશાહી મહેલ. Palaces for the king.
Charming, *adj.* ( ચારમિંગ ) રમણીય. Delightful. [ *Alter*, other.
Altered, *v. t.* ( ઑલ્ટરડ ) ફેરફાર કરવામાં આવ્યો છે. Changed L.
Vast, *adj.* ( વાસ્ત ) વિશાળ. Extensive.
Stately, *adj.* (સ્ટેટ્લિ ) દમામદાર. Majestic.
Chapel, *n* ( ચૅપલ ) દેવલ. A small church.

લંડન 'યુનાઇટેડ કિંગડમ' ની રાજધાની છે, અને તે વળી શહેનશાહતની રાજધાની છે. તે દુન્યામાં સર્વથી મોટું અને સર્વથી તવંગર શહેર છે. તે લગભગ સાતસો ચોરસ માઇલના વિસ્તાર ઉપર ફેલાયલું છે, અને આ વિસ્તારમાં સીત્તેર લાખ કરતાં વધારે લોક રહે છે. તે શહેર તેમ્સ નદીના એક કિનારા ઉપર માઇલો સુધી ફેલાયલું છે, કે જે નદી, બીજી ઘણી નદીઓ સાથે સરખાવતાં, એક નાની નદી છે, તોપણ તે દુન્યામાં ઘણીજ પ્રખ્યાત નદીઓમાંની એક છે. અસલના અથવા હાલના વખતનું કોઇ પણ બંદર, જેટલી સંખ્યામાં વહાણો તેમાં દાખલ થાયછે, તેમાં લંડનની બરોબરી કરી શક્યું નથી. બીજા મુલકોની પેદાશ, જેવી કે ચા, કાફી, કોકો, તેજાના, અને રૂની ખરીદીને માટેનું તે મુખ્ય બજાર છે. કેટલીક વાતે લંડન દુન્યાની રાજધાની છે, કારણકે તે નાણાવટ અને પૈસા સંબંધી કામકાજનું મુખ્ય મથક છે, કે જે કામકાજ પ્રજાઓના ધંધા ધાપામાં ઘણો અગત્યનો ભાગ ભજવેછે. શહેરના સૌથી ધમચકરીવાળા ભાગમાં આપણે ઈંગ્લાંડની નાણાવટની પેઢી જોઇએ છીએ. તેની નજદીકના મહોલ્લામાં બીજી ડજનેક નાણાવટની પેઢીઓ આવેલી છે, જે જોકે, 'બૅન્ક ઑફ ઈંગ્લાંડ' કરતાં નાની છે, તોપણ મોટી અને વિશાળ

પાયા ઉપર કામકાજ કરેછે. અહિંયા દરરોજ ચાલતી પૈસા સંબંધી લેવડ દેવડ આખી દુન્યા ઉપર અસર કરેછે. લંડનના મધ્ય ભાગને 'શહેર' કહે છે. આ ભાગ, જે વિસ્તારમાં એક ચોરસ માઇલ કરતાં વધારે નથી, તેમાં વીસ હજાર રહેવાસીઓ કરતાં ઓછા વસે છે; પણ દિવસની વખતે તેની વસ્તી દસ લાખ કરતાં વધારે છે. દર સહવારે હજારો દોડધામ કરતાં મરદો અને સ્ત્રીઓથી મહોલ્લાઓ ઉભાઇ જાય છે, કે જે મરદો અને સ્ત્રીઓ પોતાના ધંધાને મઠકે પરાંની આગગાડીઓ, જમીનની હેઠલની 'ટ્યુબ' આગગાડીઓ, મોહોલ્લામાં ફરતી ગાડીઓ, અને મોટર ઑમનિબસ મારફતે આવે છે; અને દર સાંજે આ માણસોનો ધસારો પાછો તેજ વેહેવારના સાંધનો મારફતે કમી થઇ જાય છે. તે એક ધંધાધાપાની પહેડીઓનું શહેર છે, નહિ કે રહેવાના ઘરોનું. લંડનના આ ભાગમાં ઘણીક પ્રખ્યાત ઇમારતો છે, કે જેની દરેક પરદેશી મુલાકાત લે છે. એક ટેકરી, જે ઉપરથી તે નદી જોવાઇ શકાય છે, તે ઉપર 'ટાવર' આવેલો છે, કે જે, ક્રાઇસ્ટના જનમની આગમજ જુલ્યર સાઝરે સ્થાપેલી, અને તે પછી એક હજાર વરસ રહીને 'ઉવિલિયમ ધ કૉનકરર' અને તેના દીકરાઓએ ફરીથી બાંધેલી, સૌથી જુની ઇમારત છે. જે એક વાર ઘણાક ધાટકી કેદખાના અને ફાંસી દેવાનું મઠક હતું, તે હમણા બખતર અને હથિઆરનું એક મનોરંજક સંગ્રહસ્થાન છે, એક બરાખ અને એક લશકરી વખાર છે. ઈંગ્લાંડનું તાજ અને બીજા રાજ્યને લગતાં ઝવાહીરો બધાંને જોવાને માટે ટાવરમાં રાખેલાં છે. પશ્ચિમ તરફ આશરે બે માઇલને છેટે, અને શહેરની હદની પેલી મેર જગ પ્રસિદ્ધ 'ઉવેસ્ટ મિનસ્ટર ઍબિ' આવેલું છે, કે જે પોતાની એક હજાર વર્ષગાંઠ જોઇને બુઢ્ઢું થયું છે. અહિંયાં ઈંગ્લાંડના રાજાઓને નૉરમન જાતની અગાઉથી તાજ પહેરાવવામાં આવ્યું છે, અને અહિંયાં આપણા શહેનશાહ પાંચમા જૉર્જને ગ્રેટ બ્રિટન અને આયરલાંડના, અને દરિયા પારના અંગ્રેજ રાજ્યોના રાજા તરીકે, અને વળી હિંદુસ્તાનના શાહેનશાહ તરીકે તાજ પહેરાવવામાં આવ્યું હતું. તેમાં ચૌદ રાજાઓને દાટેલા છે, અને ઘણાક આદમીઓ, જેઓ રાજા કરતાં વધારે મહાન હતા, તેઓને દાટવામાં આવ્યા છે કવીઓના ખુણામાં આપણે તેઓના કબરો જોઇએ છીયે, કે જેઓના નામો જ્યાં જ્યાં અંગ્રેજી ભાષા બોલાય છે, ત્યાં ત્યાં જાણીતાં છે—ચૉસર, સ્પેનસર, મૅકૉલે, ડિકન્સ, ટેનિસન. તેજ માર્ગમાં ઇમારતોનો ઉમદા ઝુમખો આવેલો છે, કે જ્યાં સૌથી પહેલાં સ્થાપેલી મહાસભા પોતાની બેઠક ભરેછે. તેની નજદીક ઘણીક સરકારી

કચેરીઓ છે, જ્યાં લશકર, કાફલા અને બીજાં ખાતાંઓનો કારભાર ચલાવવામાં આવે છે, અને જ્યાં અંગ્રેજી કામકાજજ નહિ, પણ શહેનશાહતનું કામકાજ ચલાવવામાં આવે છે. તે 'સિટિ' ના મધ્ય ભાગમાં એક મોટી ઇમારત આવેલી છે, જેનો ગુંબજ આપણે ધુમસમાં ઉંચે આવેલો જોયો છે. આ સેંટ પૉલનું દેવળ છે, જેને અંગ્રેજી દેવળોનો રાજા વાજબી રીતે કહે છે. તેના ભોંયરામાં નેલ્સન, ઉવેલિંગટન, અને બીજાઓ, જેઓના નામો તવારીખમાં લખાયલા છે, તેઓની કબરો આવેલી છે. ત્રેફાલગાર ચોગાનના ઉમદા વિસ્તારમાં, દેવળની વધારે નજદીક આવેલો ઉંચો ગોળ થાંભલો જે આપણે જોયો છે, તે નેલ્સનની યાદગારીનો સ્થંભ છે. તેની સામે, લાંબાં થાંભલાવાળો એક ઇમારતનો આગળો ભાગ આવેલો છે, કે જે ઇમારત એક કરતાં વધારે મુલાકાતને લાયક છે, —'ઈંગ્લાંડની નેશનલ આર્ટ ગૅલરી;' તેની જરા ઉત્તરે એક મોટી ચોરસ ઇમારત આવેલી છે, જેની ખબર લીધા વગર પસાર થવી ન જોઇએ. તે બ્રિટિશ સંગ્રહસ્થાન છે. અહિંયાં દુન્યામાં સૌથી મોટું કેતાબખાનું છે. યુનાઇટેડ કિંગડમમાં છપાયલી દરેક ચોપડીની એક નકલ તેની અભરાઇ ઉપર મુકાવી જોઇએ, અને બીજી ઘણીક કિમતી ચોપડીઓનો વળી દર વર્ષે ઉમેરો કરવામાં આવે છે. તેઓની સંભાળથી તપાસ રાખવામાં આવે છે, પણ કોઇબી જે તેઓને જોવા માગે, તે છુટથી તેનો ઉપયોગ કરે છે. અહિંયાં નવી તેમજ જુની ચોપડીઓ હોય છે. છાપવાનું શોધી કાઢવામાં આવ્યું, તેની આગમજ ચર્મપત્ર ઉપર હાથે લખેલાં સુંદર પુસ્તકો, અને ઘણાક નવાઇ જેવાં અને અસલી મિસર અને બીજા પુર્વ તરફના દેશોના ખતો ત્યાં છે. ત્યાં ઓરડાઓ છે, કે જેમાં મિસર અને એસિરિયા, ગ્રીસ અને રોમના હુન્નર અને બનાવટના નમુનાનો સમાવેશ કરવામાં આવ્યો છે, કે જેમાં આપણે ઘણાક દિવસો ગુજારી શકયે. લંડનના મહોલ્લાઓ પહેલ વહેલાં આપણુને નવાઇ જેવા લાગે છે. તેઓ સઘળી દીશાએ આડાતીડા આવેલા હોય છે, અને એક એકમાંથી આરપાર જવાય છે. એવા આશરે ત્રીસ હજાર રસ્તાઓ છે, અને કોઈબી લંડનવાસીએ તે બધા જોયા નથી. કેટલાક પહોળા અને ઉમદા હોય છે, કેટલાક સાંકડા અને કંગાળ હોય છે, પણ મધ્યના વિસ્તારમાં તેઓ એટલા તો સાંકડા દેખાય છે, કે જે ધમધોકાર વહેવાર ત્યાં ચાલે છે, તેને માટે તે પુરતા નથી. બે અથવા વધુ રસ્તાઓના સંગમ આગળ, રાહદારીઓ અને ગાડીઓનો જે તહેરવાર ધસારો ત્યાં એકઠો

થાય છે, તેની ગોઠવણુ કરવાને ફરજ બજાવના પોલિસનાં માણસો ત્યાં હોય છે. ફકત એક હાથ ઉંચકીને, તેઓ દરેક હાંકનારને ઉત્તરે કે દક્ષિણે જતો અટકાવે છે. એમ કરી પુર્વથી પશ્ચિમ તરફનો રસ્તો ખુલ્લો રાખે છે. રફતે રફતે બીજી વાર હાથ ઉંચકીને આ વહેવાર અટકાવવામાં આવે છે, અને પહેલા વહેવારને ખુલ્લો કરે છે. લંડનની પોલીસ આવા કામમાં પોતાની ચતુરાઇને માટે આખી દુન્યામાં પ્રખ્યાત છે. એ પ્રમાણે સૌથી ધમચકરીવાળા રસ્તાના સંગમો રાહદારીઓને માટે સલામત રાખવામાં આવે છે, જેઓને જ્યાં સુધી અટકાવવામાં આવે ત્યાં સુધી થોભવું પડે છે, જેથી તેઓ તે સંગમો ઓળંગી શકે. તોપણ કેટલીક જગાએ જમીનની હેઠેથી રસ્તાઓ બનાવેલા હોય છે, કે જેથી કોઇપી માણસ ઢીલ કે ધાસ્તી વગર સૌથી ધમચકરીવાળો મહોલ્લો ઓળંગી શકે છે. પણ લંડનમાં કાંઇ બધા મહોલ્લાઓજ નથી. તેમાં બગીચાઓ અને ખુલ્લી જગાઓ સારી રીતે પુરી પાડવામાં આવી છે, અને આમાંની ઘણીક જગાએ, સુંદર નાના સરોવરો અથવા તળાવોની પાસે ઝાડ હેઠળ બેસી શકીયે, અને આપણે એક મોટાં શહેરનાં મધ્ય ભાગમાં છઇએ, એમ ભુલી જઇએ છીયે. ટેમ્ઝ નદીના મૂળ આગળ, થોડાક માઇલ ચાલતાં આપણે 'ક્યુ ગાર્ડનઝ,' 'રિચમંડ પાર્ક' અને 'હૅમપ્તન કૉર્ટ' આગળ આવ્યે છીયે, કે જ્યાં દુન્યામાના સૌથી સુંદર જંગલના દેખાવોમાંના થોડાક છે. ખુદ લંડનમાં જોવા લાયક ત્રણ પાદશાહી મહેલો છે, અને ટેમ્ઝ નદીના છેક મૂળ આગળ 'ઉવિન્ડસર કૅસલ' ની આપણે મુલાકાત લઇ શકયે. તે ઉત્તર કિનારે એક ટેકરી ઉપર આવેલો છે, અને ગોળ મીનારાના મથાળેથી ઈંગ્લાંડના દેખાવનું એક ખુશનુમા ચિત્ર આપણી નજરે પડે છે. તે મહેલના સૌથી અસલના ભાગો 'ઉવિલિયમ ધ કૉનકરરે' બાંધ્યાં હતા, પણ તેમાં ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે, અને વધારો કરવામાં આવ્યો છે, અને હાલ એક વિશાળ અને દમામદાર મહેલનો ઝુમખો છે. સેંટ જૉર્જ દેવળમાં, કે જે ચોથા એડવર્ડના વખતની મહેલની જમીન ઉપર આવેલી એક સુંદર ઇમારત છે, તેમાં સાત ઈંગલાંડના રાજાઓને દાટવામાં આવ્યા છે.

## 4. THE TROUBLESOME FRIEND. કંટાળા ભરેલો મિત્ર

**Troublesome**, *adj.* (ટ્રબલસમ) કંટાળા ભરેલો. Afflictive; burdensome. [*terminus*, limit.

**Determined**, *v. t.* (ડિટરમિન્ડ) ઠરાવ કીધો. Decided L. *De*, &

To get rid of him, તેની કાસળ કાઢવાને. To be free from him.
To offend, *inf.* ( ઑફેન્ડ ) દુઃખ દેવું. To annoy; to harass.
L. Ob, & *fendo*, I strike. [ his mind by chance.
Hit on the plan, તે તદબીર યાદ આવી. The plan came into
Meal, *n.* ( મીલ ) ભોજન. Portion of food taken at one time.
Polite, *adj.* ( પોલાઇટ ) સભ્યતાવાળા. Courteous.
Advised, *v. i.* ( એડવાઇઝડ ) શીખામણ આપી હતી. Counselled
L. *Ad*, & *video*, to see.
It does not matter, તેમાં ફિકર નહિ. It does not signify.
Bother, *v. i.* ( બૉધર ) કંટાળો આપવો. Trouble; annoy.
Was to be put off, કાસળ કઢાય, Was to be got rid of.
Get the better of this man, તે માણસ ઉપર સરસાઇ મેળવશું
Get victory over this man. [ meaning.
Meaningly, *ad.* ( મીનિંગલિ ) કાંઇક મતલબથી. With special
Deva, *n.* ( દેવ ) ભૂત. An evil spirit.
Haunted, *v. t.* ( હૉન્ટેડ ) વારંવાર આવ્યો. Visited often.
Put out, *v. t.* ( પુટ આઉટ ) હોળવી નાખી. Extinguished.
Visitor, *n.* ( વિઝિટર ) પરોણો. Guest.
Hint, *n.* ( હિન્ટ ) ઇશારો. Signal. [ to another.
Host, *n.* ( હોસ્ટ ) મેજબાન. One who gives a meal or lodging
Contents, *n.* ( કન્ટેન્ટસ ) અંદર સમાવેલી ચીજ. That which is
contained in anything L. *Con*, & *teneo*, to hold.

૪. એક ગામના મુખીને પોતાના ગામના બીજા માણસ સાથે ઘણી દોસ્તી પડી, જે ત્યારપછી એટલો તો કંટાળા ભરેલો આદમી થઇ પડયો કે તેણે તેની કાસળ કાઢવાનો ઠડાવ કીધો. પણ આ કરવાનાં કરતાં કહેવાનું સહેલું હતું, કારણકે તે પેલા શખસને ઘણો પજવવા નહિ માગતો હતો.

આખરે તેને નીચલી તદબીર સુઝી. તેણે કહ્યું, "બાયડી, આ માણસ જેવાં આપણે જમવા બેસીશું તેવોજ ખચીત આવશે, એવી આશાએ કે તેને કાંઇક ખાવાનું મળે. હું હમણા બહાર જાઉં, પણ મારું ભોજન લેવાને પછી પાછો આવીશ. તમે જરા ખાઇને બાકીનું ખાણુએ રહેવા દેજો, અને જ્યારે

તે આવે, ત્યારે તેને કહેજો કે હમે જમી રહયાં. જો તે એમ કહે કે 'કાંઇ નહિ, મારે માટે કાંઇ બીજું પકાવો તો તેને કહેજો કે તમારા ધણીની પરવાનગી વગર એવું શરમ ભરેલું કામ કરવાની તમારાથી હિંમત થાય ન હ. તેની તરફ ઘણાજ સભ્યતાવાળાં થજો, પણ તેને કાંઇ ખાવાનું આપતા ના." જ્યારે તે માણસ આવ્યો, ત્યારે તે બાયડીએ જેમ તેણીના વરે સલાહ આપી હતી, તેમ કીધું. તેણીએ કહ્યું, "સાહેબ, હું દલગીર છું કે મુખી બહાર ગયા છે. જો તે અહિયાં હને તો તે તમારે માટે ખચીત એક મરઘો મારતે." તેણે કહયું, "તમે શા માટે દલગીર છો? તમારા વર બહાર ગયા હોય તેની કાંઇ ફકર નહિ. હું અહિંયા છું, અને એક મરઘો મારવાને હું શરમાતો નથી.

તે બાયડીએ કહયું, "કદી નહિ! જો મારો વર એવી વાત સાંભળે, તો તે મારી ઉપર ગુસ્સે થાય. મેહરબાની કરીને કંટાળો ના આપો, પણ જાઓ અને બીજી વખતે જ્યારે તે ઘરમાં હોય ત્યારે પાછા આવજો."

તોપણ તે માણસ એટલો સહેલાઇથી પટે એવો ન હતો. તેણે કહયું "કંટાળો! મારૂં માનજો કે મને ખરેખર જરા કામ કરવા ગમેછે. ચાલો હવે, અને એક મરઘો મારવા દો, અને તમે મારે માટે તે રાંધવાને આતશ તૈયાર કરો. મુખી જ્યારે પાછો આવશે, ત્યારે હું તેને બધું સમજાવીશ."

એમ કહીને જે વાઢામાં મરઘાં બટકાં રાખવામાં આવ્યાં હતાં, ત્યાં તે ગયો, અને એક સૌથી સરસ મરઘો જે તેનાથી પકડાય તે પકડીને, તે તેને મારવા મંડયો. તે બાયડી બોલી ઉઠી, "અરે મહેરબાની કરીને તેને ના મારો. મારો વર અહિંયાં જલદીથી આવશે, અને તમારે માટે થોડુંક ખાવાનું લાવશે." પણ તે માણસ કાંઇ પટે તેવો ન હતો. તેણે તરતજ તે મરઘાને મારી નાખ્યો, અને તે પેલી બાયડીને આપીને તેણીને તે પોતાને માટે રાંધવા કહ્યું. તે મુશકેલીમાંથી બચવાનો કાંઇ માર્ગ ન જોઇને, તે બાયડી તાબે થઇ, પણ તે ભોજન તૈયાર થાય તે આગમજ તે મુખી પાછો ફર્યો.

તેણે પોતાના મિત્રને સલામ કીધી, અને તેની તબીયત અને કામકાજ સંબંધી થોડાક રાબેતાના સવાલો પુછીને, તે રાંધણીમાં દોડયો, અને પોતાની બાયડીને પુછયું કે તેણીએ શું કીધું હતું. તેણીએ તેને બધું કહયું. તેણે કહયું, "ઘણું સારૂં, હજી આપણે આ માણસ ઉપર ફાવીશું. સાંભળો. જ્યારે મરઘો રંધાઇને તૈયાર થાય, ત્યારે તેને માત્ર જરા આપજો,

પણ તે તાંબાનાં વાસણમાં આપજો. બાકીનું મને આપજો, પણ મારી આગળ તે કોરીના વાસણમાં મુકજો."

જેવું ખાણુ તૈયાર થયું, તેવુંજ તે બાયડીએ તે પ્રમાણે કર્યું તોપણ તે માણસ એટલો તો ચપળ હતો કે તેઓને ફાવવા દીધાં નહિ, અને પોતાની આગળ મેળેલો નાનો જથો જોયો. તેણે કહ્યું, "નહિ, નહિ, શું તમે એમ ધારો છો કે હું આ તાંબાંના વાસણમાંથી ખાઉં, અને તમે પેલા કોરીના વાસણમાંથી ખાઓ? કદી નહિ! એમ થાય નહિ." એમ કહીને તેણે તે મુખીનું વાસણ લીધું, અને તેને બદલે તે તાંબાનું વાસણ મુકયું. આ ઉપરથી તે મુખીએ પોતાની બાયડી તરફ કાંઇક મતલબથી જોયું, અને બોલ્યો, "કેટલા દહાડા થયા આપણા ઘરમાં ભૂત આવે છે. એક બે વાર તે આ વખતે આવ્યો, અને બધી બતી બુજાવી નાખી છે." તે પરોણો બોલ્યો, "ખરેખર." તે બાયડીએ તે ઇસારો ઉચકી લીધો, અને એકદમ બતી બુજાવી નાખી.

જ્યારે તમામ અંધારૂં થયું, ત્યારે તે મુખીએ તે કોરીનું વાસણ પોતાના મિત્ર કનેથી લેવાને પોતાનો હાથ લાંબો કીધો; પણ પેલા મિત્રે તે વાસણ પોતાના ડાબા હાથમાં ઝડપથી મુકીને બીજે હાથે તે બતીનું સ્ટૅન્ડ પકડયું, અને પોતાના મેજબાનને સખત રીતે મારવા લાગ્યો. મુખી બોલ્યો, "અરે! અરે!" તે બાયડીએ બુમ પાડી, "તમે મારા વરને શું કરો છો?"

તે માણસે કહ્યું, "ભૂત મારૂં ખાવાનું ચોરી લેવાની કોશિશ કરે છે." તેણે તે ધારેલા ભુતને કહ્યું, "સાવચેત રેહેજે! સાવચેત રેહેજે!" અને દર વખતે તેણે પેલા દીવાના સ્ટૅંડ વડે તેને જેમ બને તેમ સખ્ત માર માર્યો. આખરે તે દીવાનો સ્ટૅંડ ભાંગી ગયો, અને તે માણસ પેલું કોરીનું વાસણ અને તેમાંનું રાંધેલું લઇ જવાની બરાબર સંભાળ રાખીને ઘરની બહાર દોડી ગયો.

**5. THE MERCHANT OF VENICE. વેનીસનો વેપારી.**

**Introduction,** *n.* ( ઇનટ્રોડક્શન ) દીબાચો. Preface. L. *Intro*, & *duco*, to lead.

**Venice,** *n.* ( વેનિસ ) વેનીસ શહેર. A city on the Adriatic coast in Italy.

**Briefly,** *ad.* ( બ્રીફલિ ) ટુંકમાં. In short.

**Heiress,** *n.* ( એરેસ ) વારસ. A female who is entitled to possess a property after the death of its owner.

Wanted a loan of, ઉછીના માગતો હતો. Wished to borrow.

**Ducats**, *n.* ( ડકેટસ ) એક સિક્કો. A coin struck in the dominion of a duke.

Wedding, *n.* ( વેડિંગ ) લગ્ન. Marriage.

Security, *n.* ( સિક્યૉરિટિ ) જામીનગીરી. Bail; assurance.

Merchandise, *n.* ( મરચનડાઇઝ ) વેપારનો સામાન. Goods.

Interest, *n.* ( ઇનટરેસ્ટ ) વ્યાજ. Premium paid for the use of money. [ *tendo*, I stretch.

Pretending, *pr. p.*( પ્રિટેનડિંગ ) ઢોંગ કરીને. Feigning L. *pre*, &

Offered, *v. t.* ( ઑફર્ડ ) માગણી કીધી. Proposed. L. *Ob*, & *fero*, to bear. [ *sisto*, to stand.

Insisting, *pr. p.* ( ઇનસિસટિંગ ) હઠ લેતાં. Urging. L. *In*, &

Bond, *n.* ( બૉન્ડ ) લખત. A written pledge.

As a jest, મશ્કરી તરીકે. By way of joke. [doors, & *facio*, to do.

Forfeit, *v. t.* ( ફૉરફિટ ) જપત કરે. Confiscate. L. *Foris*, out of

Decided, *v. t.* ( ડિસાઇડેડ ) ઠરાવ કીધો. Determined.

At all costs, ગમે તે ભોગે. At all hazards.

Legal friend, મિત્ર વકીલ, The friend who was a lawyer.

Robes, *n.* ( રોબ્ઝ ) ઝભ્ભો. Gowns.

Doctor of laws, ધારા શાસ્ત્રી. a barrister.

Clutches, *n.* ( કલચિઝ ) સપાટો. Power.

Are you acquainted, તમે માહિતગાર છો. Do you know.

Difference, *n.* ( ડિફરંસ ) મતફેરી. Disagreement.

Throughly, *ad.* ( થ્રુલિ ) સંપુર્ણ રીતે Thoroughly.

Of a strange nature, વિચિત્ર પ્રકારનું Of a queer type.

Suit, *n.* ( સ્યુટ ) કજીયો. An action in a court; a lawsuit.

Impugn, *v. t.* ( ઇમપ્યુન ) સામે થવું. Oppose.

Confess, *v. t.* ( કનફેસ ) કબુલ કરોછો. Acknowledge.

Compulsion, *n.* ( કમપલશન ) ફરજ પાડવી. Forcing L., *Con*, & *pello*, to drive.

**Strained**, *v. t.* ( સ્ત્રેન્ડ ) તાણવામાં આવેછે. Is stretched. L. *Stringo*, to draw tight.
**Droppeth**, *v. i.* ( ડ્રૉપેથ ) પડે છે. Falls.
**Mightiest**, *adj.* ( માઇટિએસ્ટ ) સાથી બળવાન. Most powerful.
**Becomes**, *v. t.* ( બિકમ્ઝ ) લાયક છે. suits.
**Throned monarch**, ગાદી ઉપર બેઠેલો રાજા. King sitting on a throne. Gr. *Monos*, alone, & *arche*, rule. [crown.
**Crown**, *n.* ( ક્રાઉન ) તાજ. Royal headdress. L. *Corona*, a
**Sceptre**, *n.* ( સેપ્ટર ) રાજ દંડ. A royal mace.
**Temporal power**, આ દુન્યાની સત્તા. Earthly power; power lasting only for a time.
**Attribute**, *n.* ( ઍટ્રિબ્યુટ ) ગુણ. Quality.
**Awe**, *n.* ( ઑ ) માન. Reverence.
**Majesty**, *n.* ( મૅજેસ્ટિ ) મોટાઇ. Greatness.
**Wherein**, *ad.* ( ઉવ્હેરઇન ) જેમાં. In which.
Sceptred sway, પાદશાહી સત્તા. Royal authority.
**Is enthroned**, *v. t.* ( એનથ્રોન્ડ ) મુકાયલી છે. Is invested.
Seasons, *v. t.* ( સીઝન્ઝ ) નરમ કરેછે. Moderates; tempers.
Plea, *n.* ( પ્લી ) બચાવ. Defendant's answer. L. *Placeo*, to please. [of sin.
**Salvation**, *n.* ( સાલ્વેશન) મુક્તિ. Saving from the consequences
**To render**, *inf.* ( રેનડર ) કરવું. Make.
**To mitigate**, *inf.* ( મિટિગેટ ) ઓછો કરવાને. To lessen.
**Needs**, *ad.* ( નીડઝ ) જરૂર. Necessarily.
**Sentence**, *n.* ( સેનટેન્સ ) ટેપ; ચુકાદો. Judgment; decision.
Crave, *v. t.* ( ક્રેવ ) ગંભીરાઇથી અરજ કરૂં છું. Ask with earnestness. [punishment.
**Penalty**, *n.* ( પેનલ્ટિ ) સજા. Punishment L. *Poena*,
**Forfeit**, *n.* ( ફૉરફીટ ) દંડ. Fine L. *Foris*, out of doors, & *facio*, to do.

**To** discharge, *inf.* ( ડિસચાર્જ ) આપવાને. **To** pay.
**Tender**, *v. t.* ( ટેનડર ) આપું છું. Give.
Yea, *interj.* ( યી ) ખરેખર. Indeed.
Suffice, *v. i.* ( સફાઇસ ) પુરતું થવું. Is enough.
Malice, *n.* ( મૅલિસ ) ખાર; કપટ. Ill will; spite; grudge.
Bears down, *v. t.* ( બેરઝ ) દાબી દે છે. Crushes.
Beseech, *v. t.* ( બિસીચ ) અરજ કરૂં છું. Entreat. ( Beseech, besought, besought.) [ from its natural meaning.
Wrest, *v. t.* ( રેસ્ટ ) ઉલટાવી નાખો. Turn from truth; twist
Curb, *v. t.* ( કર્બ ) અટકાવવું. Keep in check.
Devil, *n.* ( ડેવીલ ) શયતાન. Demon.
Alter, *v. t.* ( ઑલ્ટર ) બદલવું. Change. L. *Alter*, another.
Decree, *n.* ( ડિક્રી ) કાયદો. Law. L. *De & cerno*, to decide.
Established, *p. p.* ( એસ્ટૅબ્લિશડ ) મુકરર કીધેલા Fixed.
Daniel, *n.* ( ડૅનિયલ ) A Hebrew prophet distinguished for sagacity; hence a sagacious and upright judge.
Come = Is come.
Judgment, *n.* ( જજમેન્ટ ) ચુકાદો. Decision.
Reverend, *adj.* ( રેવરંડ ) માનવંત. Worthy of honour.
Perjury, *n.* ( પરજ્યુરી ) ખોટા સોગંદ. False swearing L. *Per*, & *juro*, to swear.
Claim, *v. t.* ( ક્લેમ ) દાવો કરે. Demand by right.
Tenor, *n.* ( ટેનર ) સામાન્ય અર્થ. General meaning.
Worthy, *adj.* (ઉવરધિ) માનવંત. Reverend. [& *pono*, to put.
Exposition, *n.* ( એક્સપોઝિશન ) સમજણ. Explanation, L. *Ex*,
Sound, *adj.* ( સાઉંડ ) ખરા. Correct.
Charge, *v. t.* ( ચાર્જ ) હુકમ કરૂં છું. Command.
Whereof, *ad.* ( ઉવ્હેરઑવ ) જેના. Of which.
Well-deserving, *adj.* ( ઉવેલ ડિઝરવિંગ ) તદન લાયક. Quite fit.
Pillar, *n.* (પિલર ) સ્તંભ. Supporter.

**Heartily**, *ad.* ( હાર્ટિલિ ) અંતઃકરણથી. Sincerely.
**Intent and purpose**, અર્થ, Sense.
**Relation**, *n.* ( રિલેશન ) સંબંધ. Connection.
**Upright**, *adj.* ( અપરાઇટ ) પ્રમાણિક. Honest.
**Lay bare**, ખુલ્લી કરો. Open.
**Balance**, *n.* ( બૅલન્સ ) ત્રાજવું. An apparatus for weighing.
**Surgeon**, *n.* ( સરજન ) શસ્ત્રવૈદ. One who cures diseases by manual operation. Gr. *Cheir*, the hand,& *ergon*, work.
**On your charge**, તમારે ખરચે. At your expense.
**Bleed to death**, લોહી જવાથી મરણ પામે. Die through loss of blood. ( Bleed, bled, bled. )
**Nominated**, *v. t.* ( નૉમિનેટેડ ) જણાવેલું. Named; stated.
**Expressed**, *v. t.* ( એક્સપ્રેસ્ડ ) જણાવેલું. Stated. L. *Ex*, & *premo*, to press.
**Charity**, *n.* ( ચૅરિટિ ) સખાવત. Generosity. L. *Carus*, dear.
**Fare you well**, તમારૂં સારૂં થાય. Be in good state.
**Repent**, *v. i.* ( રિપેન્ટ ) દિલગીર થવું. Be sorry. L. *Re*, & *poena*, punishment. [ another. L. *Debeo*, to owe.
**Debt**, *n.* ( ડેટ ) કરજ. Money due from one person to
**Are esteemed**, *v. t.* ( એસ્ટીમ્ડ ) કીમતી ગણાય છે. Are valued.
**Above thy life**, તારી જીંદગીના કરતાં વધારે. More than your life.
**Sacrifice**, *v. t.* ( સૅક્રિફાઇસ ) ભોગ આપવો. Destroy. L. *Sacer*, holy, & *facio*, to do. [ *libero*, to set free.
**To deliver**, *inf.* ( ડિલિવર ) છુટકો કરવાને. To rescue L. *De*, &
**Trifle**, *v. t.* ( ટ્રાઇફલ ) ગુમાવ્યે છીયે. Waste.
**Pursue**, *v. t.* ( પરસ્યુ ) આગળ ચલાવો. Go on with. L. *Pro*, & *sequor* to follow.
**Awards**, *v. t.* ( અવૉર્ડ્ઝ ) આપે છે. Grants.
**Rightful**, *adj.* ( રાઇટફુલ ) પ્રમાણીક. Upright; honest.
**Tarry**, *v. i.* ( ટૅરિ ) સબર. Stop. L. *Tardus*. slow.

Jot, *n.* ( જૉટ ) જરાખી. A particle. [ *premo*, to press.
Expressly, *ad.* ( એક્સપ્રેસલિ ) ખુલ્લે ખુલ્લા. Clearly. L. *Ex*, &
Shed, *v. t.* ( શેડ ) રેડવું. Let fall. ( shed, shed, shed. )
Confiscate, *v. t.* ( કૉનફિસ્કેટ ) જપત કરવામાં આવે છે. Confiscated; taken possession of by government as a penalty. L. *Con*, & *fiscus*, a basket. [ have.
Urgest, *v. t.* ( અરજેસ્ટ ) મેળવવાનું દબાણ કરોછો. Pressest to
Softly, *ad.* ( સૉફ્ટલિ ) ધીમેથી. Slowly.
Substance, *n.* ( સબ્સ્ટન્સ ) ચીજ. Thing.
Scruple, *n.* ( સ્કુપલ ) સ્કુપલ. A weight of twenty grains.
Scale, *n.* ( સ્કેલ ) પલ્લું. The dish of a balance.
Estimation, *n.* ( એસ્ટિમેશન ) વિસ્તાર. Extent.
Principal, *n.* ( પ્રિનસિપલ ) મુદ્દલ. Capital sum.
Refused, *v. t.* ( રિફ્યુઝડ ) લેવા ના પાડી. Declined to accept. L. *Re*, & *futis*, a pitcher.
Merely, *ad.* ( મિયરલિ ) માત્ર. Only.
Barely, *ad.* ( બેરલિ ) માત્ર. But just.
Peril, *n.* ( પેરિલ ) જોખમ. Risk.

દીબાચો:—શેકસપીઅરના નાટક, 'વેનિસનો વેપારી'ની વાર્તા ટુંકમાં આ પ્રમાણે છે. એનટોનિયો વેનિસના શહેરમાં એક ખ્રિસ્તિ વેપારી હતો. તેનો વહાલો મિત્ર બસાનિયો, જે પોરશિયા નામની એક મોટી વારસ સાથે પરણવાનો હતો, તેને લગનનો ખરચ કરવા ત્રણ હજાર ડૅકટ ઉછીના જોઇતા હતા. એનટોનિયો પાસે પોતાના દોસ્તને ઉછીના આપવાને પૈસા ન હતા, તેથી તેણે શાઇલૉક નામના એક યાહુદી નાણા ધીરનારને, માલથી લાધેલાં કેટલાક વહાણો, જેની તે પોતાને વતન થોડા વખતમાં આવી પુગવાની વકી રાખતો હતો, તેની જામીનગીરી ઉપર, તે રકમ તેને આપવાને કહ્યું. હવે શાઇલૉક એનટોનિયોને ધિક્કારતો હતો, કારણકે તે મુશકેલીમાં આવી પડેલાં લોકો તરફ માયાળુ હતો, અને કાંઇભી વ્યાજ લીધા વગર તેઓને પૈસા ઉછીના આપતો હતો. તેથી ઘણોજ મિત્રાચારી ભરેલો થવાનું ડોળ ઘાલીને, તેણે તે જોઇતી રકમ વ્યાજ વગર ઉછીની આપવાને માગણી કીધી. ફક્ત એટલો આગ્રહ કીધો, કે

એનટોનિયોએ, મશકરી દાખલ, એક લખત ઉપર સહી કરવી, કે જો તે એક ચોકસ દિવસ સુધીમાં તે પૈસા પાછા ન વાળે, તો તે તેના શરીરના કોઈપણ ભાગમાંથી કાપીને એક રતલ માસનો દંડ આપે. એનટોનિયોએ તે લખત ઉપર સહી કીધી, અને પોતાના મિત્ર બસાનીયોને માટે પૈસા મેળવ્યા. જ્યારે બસાનીયો પોરશિયા સાથે પરણવા જતો હતો, ત્યારે તેને ખબર પડી કે એનટોનિયોના વહાણ ડુબી ગયાં હતાં, અને પેલા યાહુદીને આપેલું લખત જપત થયું હતું. જ્યારે પોરશિયાએ આ સાંભળ્યું, ત્યારે તેણીએ પોતાના આશકના મિત્રને ગમે તે ભોગે બચાવી લેવાનો ઠરાવ કીધો. એક મિત્ર ધારાશાસ્ત્રિ તરફથી વકીલનો ઝભ્ભો મેળવીને, અને કેવી રીતે તેણે કામ લેવું, તે વિષે ઘણીક સલાહ લઇને, તેણી પોતાની દાસી નેરિસાને લઇને વેનિસ ગઇ, અને એનટોનિયોનો બચાવ કર્યો. નીચલો દેખાવ, પ્રખ્યાત તપાસના દેખાવનો ભાગ છે, કે જેમાં પોરશિયા એક વકીલ તરીકે હાજર થાયછે, અને એનટોનિયોને તે યાહુદીના સપાટામાંથી બચાવેછે.

દેખાવ—વેનિસ. ઇનસાફની અદાલત.

પોરશિયા—ધારા શાસ્ત્રિનો પોશાક પહેરીને દાખલ થાય છે.

ડયુક—મને તમારો હાથ આપો. તમે બુઢા બેલૅરિયો તરફથી આવ્યા છો?

પોરશિયા—હા, નામદાર.

ડયુક—તમે ભલે પધાર્યા: તમારી બેઠક લો. અદાલતમાં હાલના સવાલમાં મતભેદ છે; તેથી તમે માહિતગાર છો?

પોરશિયા—મને તે મુકદમાની સંપુર્ણ માહિતી છે.—અહિયાં વેપારી કયો, અને યાહુદી કયો છે?

ડયુક—અનેટોનિયો અને શાઇલૉક, બેઉ આગળ ઉભા રહો.

પોરશિયા—તમારૂં નામ શાઇલૉક?

શાઇલૉક—મારૂં નામ શાઇલૉક.

પોરશિયા—જે કજીયો તમે ચલાવો છો તે વિચિત્ર પ્રકારનો છે; તો પણ એવા કાયદામાં કે વેનિસનો કાયદો, જેમ તમે મુકદમો આગળ ચલાવો, તેમ તમારી સામે થઇ શકે નહિ.

(એનટોનિયોને કહે છે) તમે તેના ભયમાં ઉભા છો, નહિ વ

એનટો—હા. એમ તે કહે છે.

પોર—તમે તે લખત કબુલ કરો છો?

એન—હું કબુલ કરું છું.

પોર—ત્યારે તે યાહુદીએ દયા કરવી જોઇએ.

શાઇ—કઇ તરેહની ફરજ પાડવાથી મારે દયા કરવી જોઇએ ? તે મને કહો.

પોર—દયાના ગુણને કાંઇ ખેંચી તાંણીને લાવવામાં આવતો નથી,–તે તો જેમ ભલો વરસાદ આકાશમાંથી હેઠે ધરતી ઉપર પડે છે, તેમ પડે છે: તે બેવડા આશીરવાદ પામે છે; જે દયા કરે છે, તેને આશીરવાદ દે છે, અને જે દયા મેળવે છે, તેને આશીરવાદ દે છે: તે સૌથી બળવાનમાં બળવાન છે: તે ગાદી ઉપર બેઠેલા રાજાને તેના તાજના કરતાં વધારે શોભે છે; તેનો રાજ દંડ દુન્યાઇ સત્તાનું બળ દેખાડે છે, તે માન અને મોટાઇનો ગુણ છે, કે જેમાં રાજાઓની બીક અને ધાસ્તી સમાયલી છે; પણ દયા આ રાજ દંડની સત્તા કરતાં વધારે છે; તે રાજાઓના દીલમાં ઘર કરીને બેઠેલી હોય છે, તે ખોદાનો પોતાનો ગુણ છે; અને જ્યારે દયા ઇનસાફને નરમ કરેછે, ત્યારે દુન્યાઇ સત્તા ખોદાઇ સત્તા જેવી દેખાય છે.–તેટલા માટે, ઓ યાહુદી, જોકે ઇનસાફ તારો બચાવ હોય, તોપણ એ ઉપર વિચાર કર,–કે ઇનસાફ દરમ્યાન આપણામાંના કોઇ પણ મુક્તિ જોશે નહિ: આપણે દયાને માટે અરજ કર્યે છીયે; અને તેજ અરજ આપણ સઘળાને દયાના કામ કરવાને શીખવે છે. તારા બચાવનો ઇનસાફ કમી કરવાને મેં એટલું કહ્યું છે; જે બચાવ પ્રમાણેજ જો તું ચાલવા માગે તો વેનિસની આ ચોખો ઇનસાફ આપનારી કચેરી પેલા વેપારીની વિરૂધ જરૂરજ શિક્ષાની ટેપ ફરમાવશે.

શાઇ—મારાં કામો મારાં માથાં ઉપર ! હું કાયદો, મારાં લખતની સજા અને દંડ ગંભીરાઇથી માગું છું.

પોર—તે પૈસા આપવાને શક્તિવાન નથી ?

બસા—હા. હું તે કચેરીમાં તેને માટે રજુ કરું છું. હા, બેવડી રકમ રજુ કરંછું. જો તે પુરતી ન હોય, તો હું તે દસ ઘણી ફરીથી, જો આપવામાં નિષ્ફલ નીવડું તો મારા હાથ, માથાં અને દીલનો દંડ આપીને, આપવા બંધાઉંછું: જો એ પુરતી ન હોય તો એમ જણાવું જોઇએ કે સચાઇને કપટ દાબી નાખવા માગે છે. અને હું તમને કરગરીને કહું છું કે તમારી સતા વાપરીને એક વાર કાયદાને મરડી મોચરીને ઉલટાવો: એક મોટું ખરું કરવાને, એક સહેજ ખોટું કરવાને અને આ ઘાટકી શયતાનને તેની ઇચ્છામાં અટકાવવાને.

પોર—એમ થવું ન જોઇએ. વેનિસમાં એવી કોઈ સતા નથી, જે એક વાર સ્થાપેલા કાયદાને ફેરવી શકે.

શાઇ—ઇનસાફ આપવાને એક ડેનિયલ આવ્યો છે. ખરેખર એક ડેનિયલ આવ્યો છે. ઓ ડાહ્યા જુવાન ન્યાયાધિશ, હું તુંને કેવું માન આપું છું!

પોર—મહેરબાની કરીને મને તે લખત જોવા દો.

શાઇ—આ રહ્યું, અતી માનવંત ધારાશાસ્ત્રિ, આ રહ્યું.

પોર—ત્રણ ગણા પૈસા તમને આપવાની માગણી કરવામાં આવે છે.

શાઇ—સોગંદ, સોગંદ, મેં ખોદાના સોગંદ ખાધેલા છેઃ શું હું મારા જીવ ઉપર ખોટા સોગંદ મેળું? નહિ, વેનિસ મળે તોએ નહિ.

પોર—કાંય, આ લખત જપત થયલું છે, અને તેથી તે યાહુદી કાયદાપુર્વક રીતે, તે વેપારીના દીલના નજદીકના ભાગમાંથી કાપીને એક રતલ ગોસ્તનો દાવો કરી શકે.–દયા કરોઃ ત્રણ ગણા પૈસા લો; મને તે લખત ફાડવાને ફરમાવો.

શાઇ—સામાન્ય અર્થ પ્રમાણે જ્યારે તે આપવામાં આવે છે.–એવું જણાય છે કે તમે એક માનવંત ન્યાયાધિશ છો; તમને કાયદો ખબર છે. તમે જે સમજાવો છો તે ઘણુંજ ખરૂં છેઃ કાયદો, કે જેના તમે એક બરાબર લાયક સ્તંભ છો, તે પ્રમાણે હું તમને ફરમાવું છું કે આગળ ચાલીને ચુકાદો આપોઃ હું મારા જીવના કસમ ખાઇને કહું છું, કે મારો વિચાર ફેરવવાને ઇનસાફની જીભમાં કાંઇ શક્તિ નથી. હું અહિયા મારાં લખત ઉપર થોભું છું.

એનટો—ચુકાદો આપવાને હું દરબારને મારાં જીગરથી અરજ કરૂં છું.

પોર—કાંય, ત્યારે, એમ છેઃ—તમે તેની છરીને માટે તમારી છાતી તૈયાર કરો.

શાઇ—ઓ માનવંત ન્યાયાધિશ! ઓ શ્રેષ્ટ જુવાન માણુસ!

પોર—કારણકે તે લખતમાં પાકેલો દંડ જે અહિયાં માલમ પડે છે, તેને કાયદાના અર્થ સાથે સંપુર્ણ સંબંધ છે.

શાઇ—ઓ ડાહ્યા અને પ્રમાણિક ન્યાયાધિશ, તે તદ્દન ખરૂં છે! તમારા દેખાવ કરતાં તમે કેવા વધુ ઉમરે પુગેલા જણાઓ છો!

પોર—તેટલા માટે તમારી છાતી ખુલ્લી કરો.

શાઇ. હા, તેની છાતી : લખતમાં તેમ જણાવેલું છેઃ નહિ વારૂં, માનવંત ન્યાયાધિશ? "તેના દીલનાં છેક નજદીકના ભાગમાંથીઃ તેજ ખુદ તેના શબ્દો છે.

પોર—એમજ છે. ગોસ્ત તોલવાને અહિયા કાંટો છે કે?

શાઇ—મારી પાસે તે તૈયાર છે.

પોર—શાઇલૉક, તેનો જખમ બંધ કરવાને તમારે ખરચે કોઇ શસ્ત્ર-વૈદને આગળ રાખો, નહિ તો લોહી જઇને તે મરી જશે.

શાઇ—લખતમાં એમ જણાવેલું છે?

પોર—એમ જણાવેલું નથી, પણ તેથી શું થઇ ગયું? સખાવતને ખાતર એટલું તમે કરો તો વધારે સારૂં.

શાઇ—મને તે જણાતું નથી; લખતમાં તેમ નથી.

પોર—તમે વેપારી, તમને કાંઇ કહેવું છે?

એનટો—કાંઇ નહિં, હું તદ્દન તૈયાર છું.—બસાનિયો, મને તમારો હાથ આપો; તમે સુખી રહેજો!......તમે તમારા મિત્રને ખોહવો છો, તેથી માત્ર તમે દલગીર છો, અને તે દલગીર થતો નથી કે તે તમારૂં કરજ આપે છે; કારણ કે તે યાહુદી જો છેક ઉંડાણમાં કાપશે, તો હું તે તરતજ મારાં સઘળાં જીગરથી આપીશ.

બસા—એનટોનિયો, હું એક સ્ત્રિને પરણેલો છું, જે ખુદ મારા જીવ જેટલી મને વહાલી છે; પણ ખુદ મારો જીવ, મારી સ્ત્રિ, અને આખી દુન્યા તારા જીવ કરતાં મારાં મનસે વધારે કિમતી નથી: હું બધું ખોહી દેવા માગું છું, હા, તમારો છુટકારો કરવાને, અહિયાં આ શયતાનને તે સઘળાનો ભોગ આપવા ઇચ્છું છું......

શાઇ—આપણે વખત ગુમાવ્યે છીયે: હું તમને અરજ કરૂં છું કે ટેપ આગળ ચલાવો.

પોર—પેલા વેપારીનું એક રતલ ગોસ્ત તારૂં છે: કચેરી તે આપે છે, અને કાયદો તે આપે છે.

શાઇ—ઘણાજ પ્રમાણિક ન્યાયાધિશ!

પોર—અને તમારે આ ગોસ્ત તેની છાતીમાંથી કાપવું: કાયદો તે આપે છે, અને કચેરી તે આપે છે.

શાઇ—ઘણાજ વિધવાન ન્યાયાધિશ! ટેપ! ચાલો તૈયાર થાઓ.

પોર—જરા સબર, કાંઇ બીજું છે. આ લખત તને લોહીનું એક ટીપું આપતું નથી; ખુલ્લે ખુલ્લા શબ્દો એ છે કે "એક રતલ ગોસ્ત" ત્યારે તારૂં લખત લે, તારૂં રતલ ગોસ્ત લે; પણ તે કાપતાં જો તું ખ્રિસ્તિ લોહીનું એક ટીપું રેડશે, તો તારી માલ મિલ્કત વેનિસના કાયદા પ્રમાણે, વેનિસની સરકારમાં જપત થશે......

શાઇ—શું કાયદો એમ છે ?

પોર—તું પોતે કાયદો જો : કારણકે તું ઇનસાફ મેળવવાને માટે દબાણ કરે છે, તેથી તું ખાતરી રાખજે કે તુંને ઇનસાફ મળશે, તું માગે છે તેના કરતાં વધારે ઇનસાફ મળશે......

શાઇ—ત્યારે હું આ માગણી કબુલ રાખું છું. તે લખતમાં જણાવેલી રકમનું ત્રણ ગણું આપો, અને પેલા ખ્રિસ્તિને જવા દો.

બસા—અહિંયા તે પૈસા છે.

પોર—ધીમેથી. તે યાહુદીને પુરેપુરો ઇનસાફ મળશે; ધીમેથી ! ઉતાવળ ના કરો : તેને દંડ શિવાય કાંઇ મળશે નહિ......તેટલા માટે ગોસ્ત કાપવાને તૈયારી કરો. કાંઇબી લોહી રેડતા ના, અથવા બરાબર એક રતલ ગોસ્તના કરતાં વધતું કે ઓછું કાપતા ના: જો તમે બરાબર્ એક રતલ ગોસ્તના કરતાં વધતું કે ઓછું કાપશો,—જો તે વજનમાં એક નજીવા સ્કુપલના વીસમાં ભાગ જેટલુંબી હલકું કે ભારી હશે, એટલુંજ નહિ, જો તે ત્રાજવું એક વાળ જેટલુંબી નમશે,—તો તમને મોતની સજા થશે, અને તમારો સઘળો માલ જપત થશે......તે યાહુદી થોભે છે કાંય ? તારો દંડ લે.

શાઇ—મને મારી મુદ્દલ રકમ આપો, અને મને જવા દો.

બસા—તારે માટે તે મારી પાસે તૈયાર છે; આ રહ્યા.

પોર—તેણે તે ભર કચેરીમાં લેવાને ના પાડયું છે : તેને ફકત ઇનસાફ અને તેનું લખત મળશે.

શાઇ—શું મને મારી ખાલી મુદ્દલ રકમ નહિ મળશે ?

પોર—યાહુદી, તુંને દંડ શિવાય, અને તેબી તારા જોખમે લેવા શિવાય કાંઇ મળશે નહિ.

## 6. THE EIGHT PENNIES. આઠ પેની

**Are mentioned,** *v. t.* ( આર મેનશન્ડ ) જણાવેલા છે. Are described.

**Invented,** *p. p.* ( ઇનવેન્ટેડ ) શોધી કાઢેલા. Found out. L. *In.* & *venio*, to come.

**Titus,** *n.* ( ટાઇટસ ) Roman emperor; born **A. D. 40.** [died **A. D. 81.**

**Middle Ages,** the period of time intervening between the decline of the Roman Empire, and the revival of letters, beginning with the sixth and ending with the fifteenth century.

Magician, *n.* (મૅજીશિયન) જાદુગર. Enchanter; sorcerer. [to decide.
Decree, *n.* ( ડિક્રી ) હુકમ; કાયદો. Order; law. L. *De*, & *cerno*,
Sacred, *adj.* ( સેક્રેડ ) પવિત્ર. Holy. L. *Sacer*, holy. [compose.
To frame, *inf.* ( ફ્રેમ ) રચવાને. To plan; to contrive; to
Curious, *adj.* ( ક્યૉરિયસ ) નવાઈ જેવું, strange.
Reveal, *v. t.* ( રિવીલ ) જાહેર કરવું. Disclose; show. L. *Re*, &
*velum*, a veil. [ *struo*, to build.
Constructed, *v. t.* ( કનસ્ટ્રક્ટેડ ) રચ્યું. Framed. L. *Con*, &
Statue, *n.* ( સ્ટૅચ્યુ ) પુતળું. An image of a living being.
Caused it to be set up, ઉભું કરાવ્યું. Ordered it to be
erected.
By virtue of, વડે. By means of.
Amiss, *ad.* ( ઍમિસ ) ખોટું. Wrong.
Accusation, *n.* ( ઍક્યુઝેશન ) તોહમત. Charge brought against
a person. L. *Ad*, & *causa*, cause. [ guilty
Convicted, *v. t.* ( કનવિક્ટેડ ) ગુનેહગાર ઠરાવવામાં આવ્યા. Found
Carpenter, *n.* ( કારપેનટર ) સુથાર. A worker in wood. L.
*Carpentum*, a waggon. [ *Sequor*, to follow.
Pursued, *v. t.* ( પરસ્યુડ ) કરતો હતો. Followed. L. *Pro*, &
Occupation, *n.* ( ઑક્યુપેશન ) ધંધો. Calling; employment, L.
*Ob*, & *capio*, to take.
Multitudes, *n.* ( મલટિટ્યુડઝ ) માણસોની મોટી સંખ્યા. A great
number of people. [ *eo*, to go.
To perish, *inf.* ( પેરિશ ) મરણ પામવું. To die. L. *Per*, &
Addressed, *v. t.* ( ઍડ્રેસ્ડ ) કહેતો હતો. Spoke to.
Information, *n.* ( ઇનફરમેશન ) ખબર. News given. [to vow.
Vow, *v. t.* ( વાઉ ) સોગંદ લઉંછું. Take an oath L. *Voveo*,
Accuse, *v. t.* ( ઍક્યુઝ ) Charge.
Edict, *n.* ( એડિક્ટ ) હુકમ. Something given out by one in
authority. L. *E*, & *dico*, to say.

Delivered, *v. t.* ( ડિલિવર્ડ ) આપ્યો. Given.
Message, *n.* ( મેસેજ ) સંદેશો. Errand. L. *Mitto*, to send.
Beheld, *v. t.* ( બિહેલ્ડ ) જોયાં. Saw. [ another.
Altered, *v. t.* ( ઑલ્ટર્ડ ) બદલાઇ ગયો છે. Changed. L. *Alter*,
Presumed, *v. t.* ( પ્રિઝ્યુમ્ડ ) હિમ્મત કરે. Acted without proper right.
To molest, *inf.* ( મોલેસ્ટ ) હેરાન કરવાને. To injure; to annoy.
Approached, *v. t.* ( ઍપ્રોચ્ડ ) પાસે ગયા. Went near. L. *Ad*, & *prope*, near.
Scoundrel, *n.* ( સ્કાઉન્ડ્રલ ) લુચ્ચો. Rascal; villain.
Threatens, *v. t.* ( થ્રેટન્ઝ ) ધમકી આપેછે. Menaces.
Violates, *v. t.* ( વાયોલેટ્સ ) તોડેછે. Breaks.
Moreover, *ad.* ( મોર ઓવર ) એ ઉપરાંત. In addition; besides.
Menaces, *v. t.* ( મિનેસિઝ ) ધમકી આપેછે. Threatens.
Expose, *v. t.* ( એક્સપોઝ ) ઉઘાડો પાડું. Lay open. L. *Ex*, & *pono*, to put.
Immediately, *ad.* ( ઇમિડિએટલિ ) તરતજ. Instantly.
Apprehended, *v. t.* ( ઍપ્રિહેનડેડ ) પકડવામાં આવ્યો. Taken prisoner. L. *Ad.* & *prehendo*, to seize.
Conducted, *v. t.* ( કનડક્ટેડ ) લઇ જવામાં આવ્યો. Taken. L. *Con*, & *duco*, to lead. [ *ligo*, to bind.
Obliged *v. t.* ( ઓબ્લાઇજ્ડ ) ફરજ પડેછે. Forced. L. *Ob*, &
Incessant, *adj.* ( ઇનસેસંટ ) ચાલુ. Unceasing; uninterrupted.
Borrowed, *v. t.* (બૉરોડ ) ઉછીની લીધી. Received as a loan.
Am bound to repay, પાછો આપવાને બંધાયલો છું. It is my duty to pay back. [ *pendo*, to weigh.
Expended, *v. t.* ( એક્સપેન્ડેડ ) ખરચ્યા. Spent. L. *Ex*, &
Formerly, *ad.* ( ફૉરમરલિ ) અગાઉ. Before.
By any chance, દૈવયોગે. Accidentally. L. *cado*, to fall.
Poverty, *n.* ( પૉવરટિ ) ગરીબાઇ. The state of being poor.

Restore, *v. t.* ( રિસ્ટોર ) પાછી આપે. Return.
Loan, *n.* ( લોન ) ઉછીનું આપેલું. What is lent.
Wilful, *adj.* ( ઉવિલફુલ ) હઠીલી. Obstinate.
Ill-tempered, *adj.* ( ઇલ-ટેમપર્ડ ) ખરાબ સ્વભાવની. Of bad nature.
Meat, *n.* ( મીટ ) ખોરાક. Food. [ *re*, & *mitto*, to send.
Unremitting, *adj.* ( અનરિમિટિંગ ) ચાલુ. Incessant. L. *Un*,
Judge, *v. t.* ( જજ ) ઇનસાફ કરો; તોલ કરો. Give judgment; form an opinion.
Earnestly, *ad.* ( અરનેસ્ટલિ ) ઉમટથી. Zealously.
Calling, *n.* ( કૉલિંગ ) ધંધો. Occupation.
Singular, *adj.* ( સિંગ્યુલર ) નવાઈ જેવું. Strange; wonderful.
Was elected, *v. t.* ( ઇલેક્ટેડ ) ચુંટી કાઢવામાં આવ્યો. Was chosen. L, *E*, & *lego*. to choose.
In his stead, તેની જગાએ. In his place.
Unanimous, *adj.* ( યુનૅનિમસ ) એકમતી. Of one mind. L. *Unus*, one, & *animus*, the mind.
Choice, *n.* ( ચૉઈસ ) પસંદગી. Selection.
Effigies, *n.* ( એફિજીસ ) આકૃતિ; ચિત્ર. Likenesses; figures. L. *Ex*, & *fingo*, to form.
Deceased, *adj.* ( ડિસીસ્ડ ) મરનાર. Dead.

**દિબાચો:**—જોકે નીચલી વાર્તામાં તવારીખમાં જણાવેલા પુરૂષોની હકીકત કહેવામાં આવી છે, તોપણ તે ટાઇટસના વખત પછી લાંબો વખત રહીને શોધી કાઢેલી માત્ર એક વાત જેવી સમજવી જોઇએ. વરજીલ એક મોટો રોમન કવી હતો, પણ મધ્ય જમાનામાં તેને એક જાદુગર ધારવામાં આવતો હતો. તે શહેનશાહ ઑગસ્ટસના વખતમાં ટાઇટસના રાજની એક સદી અગાઉ થઇ ગયો.

જ્યારે ટાઇટસ રોમનો શહેનશાહ હતો, ત્યારે તેને ફરમાન કાઢયું હતું કે તેના સૌથી વડા છોકરાની વર્ષગાંઠને પવિત્ર તરીકે પાળવી જોઇએ, અને જે કોઇ તે દિવસે કંઇપણ જાતની મહેનત કરે, તેને મારી નાખવો જોઇએ. ત્યાર પછી તેણે વરજીલને પોતાની આગળ બોલાવ્યો, અને કહ્યું, "ભલા

મિત્ર, મેં એક ચોકસ કાયદો કર્યો છે; હમે તમને કાંઇ નવાઇ જેવું જાદુ રચવાને ફરમાવ્યે છીયે, કે જે તે કાયદો તોડનાર દરેક જણને હમારી આગળ ઉઘાડો પાડે.

વઝીરે એક જાદુઇ પુતળું બનાવ્યું, અને તે શહેરની વચોવચમાં ઉભું કરાવ્યું. તેમાં જે છુપી શક્તિ હતી. તેથી કરીને જેબી ખોટું કરવામાં આવે, તે પેલા શહેનશાહને જણાઇ આવતું હતું. અને એ રીતે પુતળાંના તોહમતથી ઘણા માણસોને ગુનેહગાર ઠરાવવામાં આવતાં હતાં, અને સજા કરવામાં આવતી હતી.

હવે ફ્રોકસ નામનો એક સુથાર હતો, જે દરરોજ એકસરખી રીતે પોતાનું કામકાજ ચાલુ રાખતો હતો. એક દહાડો જયારે તે બિછાણે સુતો હતો, ત્યારે તેના વિચાર પેલાં પુતળાના તોહમત તરફ, અને તેણે જે જથાબંધ લોકોને મારી નાખ્યા હતા, તે તરફ ફર્યા. સહવારના તેણે કપડાં પહેર્યા, અને તે પુતળાં આગળ ગયો, જેને તેણે નીચે પ્રમાણે કહ્યું. "ઓ પુતળાં, પુતળાં! તમોએ આપેલી ખબરને લીધે હમારા ઘણાક શહેરીઓને પકડીને મારી નાખવામાં આવ્યા છે. હું મારા દેવના સોગંદ લઇને કહું છું કે જો તમે મારી ઉપર તોહમત લાવશો, તો હું તમારૂં માથું ભાંગીશ." એક કહીને તે ઘર પાછો ફર્યો. પોતાના દીકરાની વર્ષગાંઠની સહવારે, તે શહેનશાહે હંમેશની માફક, તે ફરમાનને સખત રીતે તાબે થવામાં આવે છે કે નહિ, તેની તલાસ કરવાને માટે તે પુતળાં આગળ કાસદો મોકલ્યા. તેઓએ તે શહેનશાહનો સંદેસો કહ્યા પછી, તે પુતળું બોલી ઉઠયું, "મિત્રો, ઉપર જુઓ, મારા કપાળ ઉપર શું લખેલું તમે જુઓ છો?" તેઓએ ઉપર જોયું, અને ત્રણ વાકયો જોયાં, જે આ પ્રમાણે હતાં: "વખત બદલાયો છે. માણસો વધારે ખરાબ થાય છે. જે સાચું બોલે તેનું માથું ભંજાય છે!" તે પુતળું બોલ્યું, "જાઓ, તમે જે જોયું છે અને વાંચ્યું છે, તે તે નામદારને જણાવો". તે કાસદો તાબે થયા, અને જે બન્યું હતું તે તે શહેનશાહને કહ્યું. તે ઉપરથી તે શહેનશાહે પોતાના સિપાઇઓને હથિયારબંધ થઇને, તે જગા, જયાં તે પુતળું આવેલું હતું, તેની ચોકી કરવાને હુકમ કર્યો; અને તેણે વધુ ફરમાવ્યું કે જો કોઇ તેને હેરાન કરવાની હિમ્મત કરે, તો તેઓએ તેના હાથ પગ બાંધીને શહેનશાહની હજુરમાં તેને ઘસડી લાવવો.

તે સિપાઇઓ તે પુતળાં આગળ ગયા. અને કહ્યું, "હમારા શહેન-

શાહ, જે લુચ્ચો તમને બીવડાવે છે, તેનું નામ જાહેર કરવાને તમને ફરમાવે છે." તે પુતળાંએ જવાબ આપ્યો, "તે ફોકસ સુથાર છે. દર વર્ષગાંઠે તે કાયદો તોડે છે, અને એ ઉપરાંત, જો હું તેને ઉઘાડો પાડું તો મારૂં માથું ભાંજવાની ધમકી આપે છે." ફોકસને તરતજ પકડીને શહેનશાહ કને લઇ જવામાં આવ્યો, જેણે કહ્યું, "મિત્ર, તમારે વિષે હું શું સાંભળું છું? તમે મારો કાયદો શા માટે તોડયો છે?"

ફોકસે જવાબ આપ્યો, "નામદાર, મારાથી તે પળાતો નથી. કારણકે મને દરરોજ આઠ પેની મેળવવાની ફરજ પડે છે, કે જે, ચાલુ કામ વગર, મેળવવાની મારામાં શકિત નથી."

તે શહેનશાહે કહ્યું, "અને આઠ પેની કાંય?"

તે સુથારે જવાબ આપ્યો, "આખાં વરસ દરમ્યાન દરરોજ બે પેની જે મેં મારી જુવાનીમાં ઉછીની લીધી હતી, તે પાછી વાળવાને હું બંધાયલો છું; બે હું ઉછીની આપું છું; બે હું ખોહું છું; અને બે હું ખરચું છું."

તે શહેનશાહે પુછ્યું, "તમે એમ કાંય કરો છો?"

ફોકસે જવાબ આપ્યો, "નામદાર, મારૂં સાંભળો. દરરોજ બે પેની મારા બાવાને પાછી આપવાને હું બંધાયલો છું; કારણકે જ્યારે હું એક છોકરો હતો, ત્યારે મારા બાવા દરરોજ મારી ઉપર એટલી રકમ ખરચતા હતા. હમણા તે ગરીબ છે, અને તેને મારી મદદની ગરજ છે, તેટલા માટે જે મેં અગાઉ ઉછીનું લીધું હતું, તે પાછું વાળું છું. બીજી બે પેની હું મારા દીકરાને હું ઉછીની આપું છું, જે, પોતાનો અભ્યાસ આગળ ચલાવે છે કે જેથી કરીને જો હું દૈવયોગે ગરીબાઇમાં આવી પડું, તો તે, જેમ મેં મારા બપાવાને ઉછીનું લીધેલું પાછું આપ્યું, તેમ પાછું આપે. વળી હું દરરોજ બે પેની મારી બાયડી ઉપર ગુમાવું છું, કારણકે તેણી હઠીલી અને ખરાબ સ્વભાવની છે, અને તેટલા માટે જે તેણીને આપવામાં આવે, તે તદન ગુમાવેલું હું ગણું છું. છેલ્લે, બીજી બે પેની હું ખાવાપીવામાં મારે માટે ખરચું છું. એથી ઓછી પેનીએ મારૂં કામ ચાલતું નથી, અથવા તો ચાલુ મહેનત વગર હું તે કમાઇ શકતો નથી. તમે સાચી વાત જાણો છો; અને હું તમને અરજ કરૂં છું કે વાજબીપણે અને સચ્ચાઇથી ઇનસાફ કરજો."

તે શહેનશાહે કહ્યું, "મિત્ર, તમે બરાબર જવાબ આપ્યો છે. જાઓ અને ખંતથી તમારા ધંધામાં મહેનત કરો."

આ પછી તરતજ તે શહેનશાહ મરણ પામ્યો, અને ફ્રાકસ સુથારને, તેના અજાયબજેવાં ડહાપણને લીધે, આખી પ્રજાની એકમતી પસંદગીને લીધે, તેની જગાએ શહેનશાહ તરીકે ચુંટી કાઢવામાં આવ્યો. જેવી રીતે તેણે જીંદગી ગુજારી હતી, તેવાંજ ડહાપણથી તેણે રાજ્ય ચલાવ્યું; અને તેના મરણ વખતે, તેનું ચિત્ર, મથાળે આઠ પેની સાથે, મરણ પામેલા શહેનશાહોની આકૃતિઓમાં મુકવામાં આવ્યું.

## 7. EXAMINATIONS. પરિક્ષાઓ.

Examinations, *n.* ( એગઝામિનેશનઝ ) પરિક્ષાઓ. Processes for testing qualifications. [the people.
Public examinations, જાહેર પરિક્ષાઓ. Examinations open for
Body, *n.* ( બૉડિ ) ટોળી. Party; society. [witness.
Testing, *ger.* ( ટેસ્ટિંગ ) તપાસવાને. Examining. L. *Testis*, a
Progress, *n.* ( પ્રોગ્રેસ ) અભ્યાસનો વધારો. Advance in knowledge.
Deciding, *ger.* ( ડિસાઇડિંગ ) નક્કી કરવું. Determining. L. *De*, & *coedo*, to cut.
Promotion, *n.* ( પ્રોમોશન ) વર્ગ ચઢાવવું. Moving up from one class to a higher class L. *Pro*, & *moveo*, to move.
Test, *v. t.* ( ટેસ્ટ ) તપાસેછે. Try.
College, *n.* ( કૉલેજ ) પાઠશાળા. A society for instruction in the higher branch of knowledge. [*plico*, to fold.
Employment, *n.* ( એમપ્લૉયમેન્ટ) ચાકરી. Service. L. *In*, &
Certificates, *n.* ( સરટિફીકેટ્સ ) સરટિફીકેટ. Written testimony of character or qualifications. L. *Certus*, certain, & *facio*, to do.
Generally, *ad.* ( જેનરલિ ) ઘણું કરીને. Commonly; usually.
Admitted, *v. t.* ( ઍડમિટેડ ) દાખલ કરવામાં આવેછે. Allowed to enter. L. *Ad*, & *mitto*, to send. [& *teneo*, to hold.
Continue, *v. t.* ( કનટિન્યુ ) ચાલુ રાખવું. Go on with. L. *Con*,
Appointment, *n.* (ઍપોઇન્ટમેન્ટ) ચાકરી. Posts; services. [private.
Private, *adj.* ( પ્રાઇવેટ ) ખાનગી. Not public. L. *Privus*,

**Conducted**, *v. t.* ( કનડક્ટેડ ) ચલાવવામાં આવેછે. Carried on. L. *Con*, & *duco*, to lead.

**Are accustomed to**, મહાવરો હોયછે. Are used to.

**Lenient**, *adj.* ( લિનિયંટ ) નરમ; ધીરી દોરીવાળા. Mild; merciful.

**To be plucked**, *inf.* ( પ્લક્ડ ) નિષ્ફળ નીવડવાને. To fail.

**In fact**, ખરી રીતે. Truly speaking.

**Form**, *n.* ( ફૉર્મ ) વર્ગ. Class

**For instance**, દાખલા તરીકે. For example.

**Relative**, *adj* ( રેલેટિવ ) Connected with. L. *Re* & *latus*, carried.

**University**, *n.* ( યુનિવરસિટિ ) પરિક્ષા લઇને પદવી આપનાર સત્તાવાર મંડળ. L. *Unus*, one, & *verto*, to turn.

**Provinces**, *n.* ( પ્રોવિનસિઝ ) પ્રાંતો. Regions.

**Secondary**, *adj.* ( સેકનડરિ ) ઉતરતી. Subordinate; not of the first order.

**Principal**, *adj.* ( પ્રિનસિપલ ) મુખ્ય. Chief. L. *Primus*, first, & *capio*, to take.

**Physics**, *n.* ( ફિઝિક્સ ) જડ પદાર્થ વિદ્યા. The science of natural objects.

**Chemistry**, *n.* ( કેમિસ્ટ્રિ ) રસાયણ શાસ્ત્ર. The science which treats of the composition of substances.

**Commercial correspondence**, વેપારી પત્ર વેહવાર. Letters which pass between merchants.

**Business firms**, વેપારી પેહડીઓ. Commercial houses.

**Imagine**, *v. t.* ( ઇમૅજીન ) ધારેછે. Think.

**Credit**, *n.* ( ક્રેડિટ ) માન. Reputation; honour. L. *Credo*, to trust.

**Deserve**, *v. t.* ( ડિઝરવ ) લાયક છે. Are fit.

**Notes**, *n.* ( નોટ્ઝ ) અર્થ. Annotations; explanations.

**Neglect**, *v. t.* ( નિગલેક્ટ ) બેદરકાર રહે છે. Disregard. L. *Ne*, not, & *lego*, to choose.

**Recreation**, *n.* ( રેક્રિએશન ) વિસામો; તાજગી આપવાનું. Refreshment after toil. L. *Re*, & *creo*, to create.

**Weary**, *adj.* ( ઉીવરિ ) કંટાળેલા. Tired.

**Stupid,** *adj.* ( સ્ટુપિડ ) મુર્ખ. very dull. [They catch fever.
**They are attacked by fever,** તેઓ ઉપર તાવ ગલઓ કરે છે.
**Faint,** *v. i.* ( ફેન્ટ ) બેશુદ્ધ બને છે. Swoons.
**Violent headache,** સખત માથું દુખવું. Severe pain in the head.
**Industrious,** *adj.* ( ઇન્ડસ્ટ્રિયસ ) મહેનતુ. Hard-working.
**School course,** નિશાળનો અભ્યાસ ક્રમ. A series of studies in a school. L. *curro*, to run.
**To make up for,** ખંગ વાળવો. To compensate for.
**Text-books,** *n.* ( ટેક્સ્ટ-બુક્સ ) નિશાળમાં વપરાતી ચોપડીઓ. Shool-books. [to come.
**To prevent,** *inf.* ( પ્રિવેન્ટ ) અટકાવવું. Stop. L. *Pre*, & *venio*,
**Thoroughly,** *ad.* ( થરલિ ) સંપુર્ણ રીતે. Perfectly. [sense.
**Nonsense,** *n.* ( નૉનસેન્સ ) અર્થ વગરનું. That which has no

સઘળા નિશાળ્યાઓને પરિક્ષા પસાર કરવાની હોય છે. આ પરિક્ષા બે જાતના હોય છે,–વર્ગની અથવા નિશાળની પરિક્ષા, અને જાહેર પરિક્ષા. પહેલી પરિક્ષા નિશાળના શિક્ષકો લે છે, બીજી પરિક્ષા બહારના કોઇ જાહેર મંડળો લે છે. નિશાળની પરિક્ષા, છોકરાઓનો નિશાળના કામકાજનો વધારો તપાસવાને માટે, અને એક વર્ગમાંથી બીજા વર્ગમાં ચઢવાને માટે કોણ લાયક છે તે નક્કી કરવાને માટે, અને કોઇ કોઇ, વાર કોઇ જાહેર પરિક્ષામાં આવવાને કોણ લાયક છે, તે નક્કી કરવાને માટે લેવામાં આવે છે. જાહેર પરિક્ષાઓ છોકરાઓના અભ્યાસના વધારાની તપાસ કરે છે એટલુંજ નહિ પણ તે વળી નક્કી ઠરે છે કે કયા છોકરાઓ પાઠશાળામાં જવાને લાયક હોય છે. અથવા કોઇ નોકરીમાં દાખલ થવાને લાયક હોય છે. જેઓ પસાર થાય છે તેઓને ઘણું કરીને સર્ટીફિકેટ આપવામાં આવે છે, અને આ સર્ટીફિકેટ ધરાવનારાઓને પાઠશાળામાં દાખલ કરવામાં આવે છે; કારણકે જો કોઇ કારણસર તેઓ પોતાનું શિખવાનું ચાલુ રાખતા નથી, તો તેઓને સરકારમાં અથવા કોઇ ખાનગી નોકરીએ રાખનારના હાથ તળે નોકરી મેળવવામાં મોટી મદદગાર થઇ પડે છે.

નિશાળની પરિક્ષાઓ ઘણું કરીને જાહેર પરિક્ષાઓના કરતાં વધારે સેહલી હોય છે. તે પરિક્ષાઓ શિક્ષકો તરફથીજ લેવામાં આવે છે, અને

છોકરાઓને જે શિખવવામાં આવ્યું હોય છે, તે ઉપરજ તેઓને સવાલો પુછવામાં આવે છે, અને જેવી રીતના સવાલોનો તેઓને મહાવરો હોય, તેવીજ રીતના સવાલો તેઓને આપવામાં આવે છે. એ ઉપરાંત, જાહેર પરિક્ષાઓ એક આખી બાબદ ઉપર લેવામાં આવે છે. વર્ગની પરિક્ષા ફક્ત તેના એક ભાગની ઘણું કરીને લેવામાં આવે છે. કદાચ જ્યારે શિક્ષકો જવાબોની કીમત આંકે છે, ત્યારે તેઓ અજાણ્યાઓ તરફ જેટલા નરમ થાય છે, તેના કરતાં પોતાના શિષ્યો તરફ વધુ ઢીલી દોરી બતાવનારા થાય છે.

છોકરાઓને પરિક્ષા સેહેલી હોવાનું ગમે તોપણ ખુદ છોકરાઓના ભલાંને માટે તે ઘણીજ સહેલી હોય, એ બનવા જોગ છે. એક છોકરો પોતાના વર્ગની બધી પરિક્ષાઓ પસાર કરે, અને પછી સેવટે જાહેર પરિક્ષામાં ઉડી જાય, તે કાંઇ કામનું નથી. વર્ગની પરિક્ષાઓ છેકજ સહેલી નહિ થઇ પડે, તેની ઘણા શિક્ષકો સંભાળ લે છે. ખરું જોતાં, તેઓ તે પરિક્ષાઓને બને તેટલી જાહેર પરિક્ષાના જેવીજ કરવાની ઘણું કરીને કોશેશ કરે છે. અલબતાં આ સૌથી સહેલું થઇ પડે છે, જ્યારે જે વર્ગની પરિક્ષા લેવાની હોય છે, તે કાંઇ જાહેર પરિક્ષામાં જવાનો હોય છે. દાખલા તરીકે એ તો ખુલ્લું છે કે ચોથા વર્ગની પરિક્ષા છઠ્ઠા વર્ગની પરિક્ષા જેવી હોઈ શકે નહિ, પણ છઠ્ઠા વર્ગની પરિક્ષાને મુકાબલે ચોથા વર્ગની પરિક્ષા અઘડી બનાવી શકાય.

હિંદુસ્તાનમાં જાહેર પરિક્ષાઓ સરકાર અથવા તો યુનિવરસિટી તરફથી લેવામાં આવે છે. કેટલાક ઇલાકાઓમાં જે છોકરાઓ પોતાનો નિશાળનો અભ્યાસક્રમ પુરો કરે છે, તેઓને માટે બે પરિક્ષાઓ હોય છે, યુનિવરસિટીની મૅટ્રિક્યુલેશન અથવા દાખલ થવાની પરિક્ષા અને સ્કુલ ફાઇનલ અથવા સેકંડરી સ્કુલ સર્ટીફિકેટની પરિક્ષા. ઘણાખરા છોકરાઓ આમાંની એક પરિક્ષામાં હાજર થાય છે. મુખ્ય બાબદ અંગ્રેજી હોય છે, અને તે ઉપરાંત ઘણું કરીને એક હિંદિભાષા, ગણિત, ભુગોળ, હિંદુસ્તાનનો ઇતિહાસ, અને કાંઇ ઠેકાણે જડ પદાર્થ વિધ્યા, અને રસાયણશાસ્ત્ર, અને ઇંગ્લાંડની તવારીખ હોય છે. મદરાસમાં બાબદો પસંદ કરવાની હોય છે, અને ત્યાં તેમજ બીજા કેટલાક પ્રાંતોમાં, છોકરાઓ, ટાઇપ-રાઇટિંગ અને ટુંકાક્ષરી વિધ્યા, અને નામુ, અને વેપારી પત્ર વહેવાર જેવી બાબદો લઇ શકે છે.

છોકરાઓ હંમેશાં એક જાહેર પરિક્ષાને ઘણી અગત્યની અને ઘણી અઘડી ધારે છે. તેઓ જાણે છે કે અજાણ્યાઓ તેઓની પરિક્ષા લેવાના છે, અને તેઓ

એમ ધારે છે કે જે તેઓને આવડતું ન હોય, તે કેમ શોધી કાઢવું, તેનોજ ફકત પરિક્ષકો વિચાર કરે છે, કે જેથી તેઓ નિષ્ફળ નિવડે. એમ કાંઇ હોતું નથી. છોકરાઓને જે આવડે છે, તેજ શોધી કાઢવાને પરિક્ષકો ખરેખર કોશેશ કરે છે, અને તેઓ તેઓના જ્ઞાનને માટે તેમને ઇજ્જત આપે છે. જેઓ ખરેખર ઉડી જવાને લાયક હોય છે, તેઓનેજ ફકત તેઓ નિષ્ફળ કરે છે. પરિક્ષાને માટેની છોકરાઓની બીકથી વારંવાર તેઓ બેવકુફીભરેલી ચીજો કરે છે. જે સરેહને માટે તેઓ એમ ધારે કે કોઇ પરિક્ષકે તયાર કરી છે, અને પોતાના વર્ગને આપી છે, તે મેળવવાની તેઓ કોશેશ કરે છે. જ્યારે તેઓને આવી જાતની સરેહનો સટ મળે છે, ત્યારે તેઓ મોઢે કરવા મંડે છે. વારંવાર તેઓ આ કરવાને માટે રાતના મોડે સુધી બેસે છે, અથવા સવારના સકાળે ઉઠે છે—આ રીતે તેઓને પુરતી ઉંઘ મળતી નથી. તેઓ વળી કસરત અને વિસામા તરફ બેદરકાર રહે છે. જેમ જેમ પરિક્ષાનો વખત નજદીક આવે છે, તેમ તેમ તેઓ વધારે ઢાંકેલા અને મુર્ખ બને છે, અને જ્યારે તેઓ પરિક્ષાના દીવાનખાનાંમાં જાય છે, ત્યારે કેટલીક વખત તેઓ ઉપર તાવ ગલબો કરે છે, અને કેટલીકવાર તેઓ બેશુધ્ધ થઇ જાય છે, અથવા તેઓનું સખત માથું દુખે છે. હુશિયાર અને મહેનતુ છોકરાઓ પણ આવી રીતે કોઇ કોઇ વાર હેરાન થાય છે, પણ ઘણીવાર તો, જે છોકરાઓ નિશાળના અભ્યાસક્રમના ઘણાખરા ભાગમાં આળસુ હોય, અને પરિક્ષાની આગમજ પોતાની આળસાઇનો થોડા મહિનામાં ખંગ વાળવાની કોશેશ કરે, તેઓ હેરાન થાય છે. બીજી મુર્ખાઇ ભરેલી બાબદ, નિશાળમાં વપરાતા ચોપડીઓ મોંઢે કરીને, પરિક્ષાને માટે તૈયાર થવાની કોશેશ કરવાનો હોય છે. પરિક્ષકો એવી રીતે સવાલો મુકવાની કોશેશ કરે છે, કે જેથી નિશાળમાં વપરાતી ચોપડીઓ સંપુર્ણ રીતે સમજ્યા વગર, તે મોઢે આવડે, તેને માટે માર્ક મેળવતાં છોકરાઓ અટકે. જે છોકરો પરિક્ષામાં સારો દેખાવ કરવા માગે, તેણે, જે સઘળું તે વાંચે તે સંપુર્ણ રીતે સમજવાની કોશેશ કરવી જોઇએ. તેને માલમ પડશે કે જે તે સમજે છે તે યાદ રાખવામાં તેને ઘણી મુશકેલી પડતી નથી. એ ઉપરાંત, જે તેણે મોંઢે કીધેલું હોય છે, તે લખતાં, જો તે થોડાક શબ્દો ભુલી જાય છે, અને તેને બદલે બીજા શબ્દો મુકવાની કોશેશ કરે છે, તો તે જે લખે છે તેને અર્થ વગરનું બનાવે છે. ત્યારે તે પરિક્ષક જોય છે કે જે વિષે તે લખે છે, તે તે ખરેખર સમજતો નથી, અને તેને કાંઇ માર્ક આપતો નથી.

## 8. TRY AGAIN. ફરીથી કોશેશ કરો.

Was crowned, *v. t.* ( ક્રાઉન્ડ ) તાજ પેહરાવવામાં આવ્યું. Invested with royal dignity and power. L. *Corona*, a crown.
Following, *adj.* ( ફૉલોઇંગ ) તે પછીના. Next.
Defeated, *v. t.* ( ડીફીટેડ ) હરાવ્યું. Overcame; vanquished.
Conquered, *v. t.* ( કૉનકર્ડ ) જીતી લીધું. Subdued.
Followers, *v. t.* ( ફૉલોઅરઝ ) સાથીઓ. Companions. [ seize.
Prisoners, *n.* ( પ્રિઝનરઝ ) કેદીઓ. Captives. L. *Prehendo*, to
Lonely, *adj.* ( લોનલિ ) એકલો. Solitary. [ move.
Remote, *adj.* ( રિમોટ ) દૂરના. Distant. L. *Re*, & *Moveo*, to
Steadily, *ad.* ( સ્ટેડિલિ ) મક્કમપણે. Firmly [*scribo*, to write.
Decribes, *v. t.* ( ડિસ્ક્રાઇબ્ઝ ) વર્ણન કરેછે. Narrates L. *De*, &
Web, *n.* ( વેબ ) જાળું. Cobweb, a texture of fine thread spun by a spider. [ *tempto*, to try.
Attempts, *n.* ( ઍટેમ્પટ્સ ) કોશેશ. Endeavours. L. *Ad*, &
Perseverance, *n.* ( પરસિવિયરંસ ) ખંત. Persistance; steadfastness. L. *Per*, & *severus*, *severe*.
Flung himself down, બેસી ગયો. Sat down.
Mood, *n.* ( મુડ ) સ્વભાવ. Temper of mind; humour.
Monarch, *n.* ( મૉનર્ક ) રાજા. King. Gr. *Monos*, alone, & *arche*, rule.
To sink, *inf.* (સિંક) નિરાશ થવું. To be disappointed. [hope.
Despair, *n.* ( ડિસ્પૅર ) નિરાશી. Loss of hope. L. *De*, & *spes*,
Grieved, *p. p.* ( ગ્રીવ્ડ ) ઉદાસ. Sad. L. *Gravis*, heavy.
Pondered, *v. i.* ( પૉનડર્ડ ) વિચાર કીધો. Thought over. L. *Pondus*, weight.
Give up, છોડી દઇશ. Leave off.
Dropped, *v. i.* ( ડ્રૉપ્ડ ) પડયો. Fell down.
Clue, *n.* ( કલ્યું ) Thread.
A long way up, ઘેણે દૂર ઉપર. Far up.

Dome, *n.* ( ડોમ ) ગુંબજ; ઇમારત. Cupola; building,
Divine, *v. t.* ( ડિવાઇન ) અટકળ કરવી. Guess.
Ceiling, *n.* ( સીલિંગ ) સીલીંગ. An inner roof to a room hiding the beams and rafters.
Crawl, *inf.* ( ક્રૉલ ) પેટે ચાલવું. Creep.
Endeavour, *n.* ( એનડેવર ) કોશેશ. Attempt.
Slippery sprawl, સરી જઇને લાંબો થઇને પડવું. To slip down and stretch out the limbs when lying or falling
Complaint, *n.* ( કમપ્લેન્ત ) ફરયાદ. Lamentation; murmuring. L. *Con*, & *plango*, to strike.
Dizzy, *adj.* ( ડિઝિ ) તમર ખાતો Giddy.
Delicate, *adj.* ( ડેલિકેટ ) નાજુક. Tender. [ trodden.
To tread, *inf.* ( ટ્રેડ ) ચાલવું. Walk over. ( tread, trod,
Swung, *v. i.* (સ્વંગ) લટકાઇ રહી. Hung. (Swing, swung, swung.)
Mounted, *v. i.* ( માઉન્ટેડ ) ઉપર ચઢયું. Climbed up.
Counted, *v. t.* ( કાઉન્ટેડ ) ગણવામાં આવ્યા. Reckoned.
Strive, *v. t.* ( સ્ટ્રાઇવ ) કોશેશ કરવી. Endeavour. ( strive, strove, striven. )
Toils, *v. i.* ( ટૉઇલ્ઝ ) મહેનત કરેછે. Labours.
Tumbles, *v. i.* ( ટમ્બલ્ઝ ) ગબડી પડેછે. Rolls down.
Ah me, અરે ખોદા. Oh God.
Anxious, *adj.* ( ઍન્ગ્ઝ્યસ ) ઈંતેજારી ભરેલી. Eager; uneasy.
Pinch, *n.* ( પિન્ચ ) મુસાફરીનો છેલ્લો તબકો. The last little bit of the spider's journey.
Native oot, જાળું. Cobweb. L. *Natus*, born.
Bravo, *interj.* ( બ્રાવો ) શાબાશ. Well done.
Defied, *v. t.* ( ડિફાઇડ ) તુચ્છકારી કાઢી. Showed contempt against.
Braced, *v. t.* ( બ્રેસ્ડ ) મજબુત કીધું. Strengthened.
Gossips, *n.* ( ગૉસિપ્સ ) પરચુરતા ડાહેલા ખોરો. Old persons who have little to do but tell old stories; story- tellers.

સ્કૉટલાંડનો રાજા ખુસ વિચાર કરવાને એકાંત સ્વભાવે બેસી ગયો; તે ખરું છે કે તે રાજા હતો અને તાજ પેહરનો હતો, પણ તેનું હૈયું નિરાશ થવા માંડતું હતું કારણકે તે પોતાના લોકોને ખુસી કરવાને એક મોટું કામ કરવાની કોશેશ કરતો હતો; તેણે ફરીથી અને ફરીથી કોશેશ કીધી હતી પણ ફતેહ પામી શકયો નહિ, અને તેથી તે તદન ઉદાસ થઇ ગયો હતો. તે આદમી જેટલું નીરાશ થઇ શકે તેટલું નીરાશ થઇને છેક નાસીપાસીમાં બેઠો. અને જ્યારે તે ત્યાં વિચારતો હતો, ત્યારે જરા વાર રહીને તે બોલ્યો, " હું તે બધું પડતું મેળીશ".

હવે તેજ પળે એક કરોળીયો પોતાના રેશમ જેવા જાળાના દોરા સાથે હેઠે પડયો, અને તે કરોળીયો શું કરેછે તે જોવાને, તે પોતાના વિચાર દરમ્યાન થોભ્યો.

તે છેક ઉપર સિલીંગના ગુંબજ ઉપર હતું, અને તે એવી તો ઝીણી દોરીથી લટકતું હતું, કે તે કેવી રીતે પોતાના જાળામાં પહોંચશે તે ખુસ રાજા અટકળી શકયો નહિ. તેણે મજબુત કોશેશ કરીને સીધો ઉપર વળગીને ચઢવા માંડયું; પણ હંમેશની મ ફ્ક સરતો તે હેઠે પડયો.

જ્યાં સુધી તે એથીબી વધારે હેઠે પડયો, અને ત્યાં જરા તમર ખાતો અને બેશુદ્ધ પડી રહ્યો, ત્યાં સુધી તે ઉપર અને ઉપર દોડયો, અને જરાબી ફર્યાદ કરવાને તે એક સેકન્ડ થોભ્યો નહિ.

તેનું માથું સ્થિર થયું—પાછો તે ચાલ્યો, અને અરધો વાર વધારે ઉંચે ગયો; જે દોરા ઉપર તેને ચાલવાનું હતું તે નાજુક દોરો હતો, અને રસ્તો એવો હતો, જ્યાં તેના પગ થાકી જાય.

તે ફરીથી પડી ગયો અને હેઠે લટકાઇ રહયો, પણ પાછો તે ઝડપથી ઉંચે ચઢયો, જ્યાંસુધી ઉપર અને હેઠે, ઘડીકમાં ઝડપથી, ઘડીકમાં આસ્તેથી, એમ નવ બહાદુરી ભરેલી કોશેશ ગણવામાં આવી.

તે રાજા બોલ્યો, " ખચીત, તે મુર્ખ જીવજંતુ જાળામાં પહોંચવાને અને વળગી રહેવાને જ્યારે એટલી સખત મહેનત કરે છે, અને દર વખતે હેઠે ગબડી પડે છે, ત્યારે ઉપર ચઢવાને તે વધુ વાર કોશેશ કરશે નહિ." પણ તે જીવજંતુ એકવાર ફરીથી ઉપર ગયું—અરે ખોદા ! તે એક ઇંતેજારી ભરેલી પળ હતી. તે પોતાના જાળાના દરવાજાથી માત્ર એક ફુટ દૂર છે; અરે કહો કે તે હારશે કે જીતશે ?

મક્કમપણે, મક્કમપણે, એક તસુ પછી બીજુ તસુ, એમ વધારે ને વધારે ઉંચે તે પહોંચ્યો, અને છેક છેલ્લી મંજલે એક હિમ્મત ભરેલો નાનો કુદકો મારીને તે પોતાના સ્વદેશી જાળામાં પહોંચ્યો.

તે રાજા બોલી ઉઠયો, "શાબાસ! શાબાસ! ધન્ય છે જેઓ કોશેશ કરે તેઓને! તે ઉપરના કરોળિયાએ નિરાશીને તુચ્છકારી કાઢી; તે જીત્યો, અને હું કાંય નહિ જીતું!"

## 9. A PICTURE OF ENGLISH LIFE. ઈંગ્લાંડની જીંદગીનું ચિત્ર.

Explained, *v. t.* ( એક્સપ્લેન્ડ ) સમજાવવામાં આવ્યા. Made clear. L. *Ex*, & *planus*, plain.

Cause, *v. t.* ( કૉઝ ) ઉત્પન્ન કરે છે. Produce; create.

Are troubled, *v. t.* ( ટ્રબલ્ડ ) હેરાન થાય છે. Distressed.

On the other hand, એથી ઉલટું. On the contrary.

Out of doors, ઘરની બહાર. Out of the house.

Extra, *ad.* ( એક્સ્ટ્રા ) વધુ. Additional.

Warmth, *n.* ( ઉવૉર્મથ )ગરમી. Heat.

Fireplace, *n.* ( ફાયરપ્લેસ ) સગડી. Hearth.

Chimney, *n.* ( ચિમનિ ) ધુમાડિયું. A built up passage for the escape of smoke.

Kitchen, *n.* ( કિચન ) રાંધણી. Cook-room.

Chatting, *pr. p.* ( ચૅટિંગ ) ટાહેલાં કરતાં. Talking; gossiping.

Chess, *n.* ( ચેસ ) સેતરંજ. A game played with two differently coloured sets of men, sixteen in each set.

Pipe, *n.* ( પાઇપ ) બીડી. A small bowl with a hollow stem used in smoking tobacco.

Wiping, *pr. p.* ( ઉવાઇપિંગ ) લુછતાં. Cleaning by rubbing.

Workman, *n.* ( ઉર્કમૅન ) મજુર. Labourer.

Alike, *ad.* ( અલાઇક ) એકસરખી રીતે. Equally.

Trumpet, *n.* ( ટ્રમપેટ ) વાજું. A bugle.

Mantelshelf, *n.* ( મૅનટલશેલ્ફ ) અભરાઇ. A shelf above the fire place.

Vase, *n.* ( વાઝ ) An ornamental vessel, often used to hold water to keep flowers fresh. [for holding candles.
Candlestick, *n.* ( કેનડલસ્ટિક ) મીણબતી મૂકવાની દાંડી. A utensil
Shelves, *n.* ( શેલ્વઝ ) અભરાઇ. A redge at a distance from the floor to hold things.
Cupboard, *n.* ( કપબૉડ ) કબાટ. A closet with shelves to receive things. [the ends.
Hoop, *n.* ( હુપ ) વળું. A circular stripe of wood joined at
Verandas, *n.* ( વરંડાઝ ) વરંડા. Out of door sitting room adjoining a building.
Shutters, *n.* ( શટરઝ ) શટર. Movable covers for the window.
Inconvenient *adj.* ( ઇનકનવીનિયંટ ) અગવડ ભરેલું. Not suitable.
Throughout the year, આખું વર્ષ. For the whole year.
Trousers, *n.* ( ટ્રાઉઝરઝ ) ઇજાર; લેંઘો. Garments extending from the waist to the ankle.
Expensive, *adj.* ( એક્સપેનસિવ ) મોઘું. Costly.
Providing, *ger.* ( પ્રોવાઇડિંગ ) પુરૂં પાડતા. Supplying. L. *pro*, & *video*, to see. [services.
Wages, *n.* ( વેજીઝ ) પગાર. Compensations given for
Charitable, *adj.* ( ચૅરિટેબલ ) ઉદાર. Liberal; benevolent.
Blankets, *n.* (બ્લૅન્કેટ્ઝ) ધાબળાઓ. A heavy woollen bedclothing.
Whereas, *conj.* ( ઉવ્હેરઍઝ ) જ્યારે. While on the contrary.
On the whole, સામટી રીતે લેતા. Taking everything into consideration.
Worse off, વધારે ખરાબ હાલતમાં. In poorer condition.
Famine *n.* ( ફૅમિન ) દુકાળ. Scarcity of food.
Disease, *n.* ( ડિઝીઝ ) દુઃખ. Malady; sickness.

આ ચોપડીના પહેલા પાઠમાં હિંદુસ્તાન અને ઈંગલાંડની રૂતુઓ વચ્ચેનો તફાવત સમજાવવામાં આવ્યો હતો. રૂતુના આ તફાવતને લીધે હિંદી અને અંગ્રેજ લોકોની રહેવાની રીતમાં ઘણો તફાવત પડેછે.

પેહલાં તો હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં લોકો સરદીથી હેરાન થતા નથી. વળી જ્યારે રાતના ઠંડી પડે છે, કે જેમ ઉત્તર હિંદુસ્તાનના મેદાનોમાં શિયાળામાં પડે છે, ત્યારે દિવસની વખતે સુરજ તેજથી પ્રકાશેછે, અને લોકોને સરદીથી હેરાન થતા અટકાવવાને હવા પુરતી ગરમ હોયછે. એથી ઉલટું, ઈંગલાંડમાં વરસના કેટલાક મહિના સુધી એટલી તો ઠંડી પડે છે, કે લોકોને હુંફાળા રેહવામાં મુશકેલી નડે. ઘરની બહાર કસરત કરીને કે વધુ કપડાં પેહરીને તેઓ હુંફાળા રહેછે. ઘરમાં ગરમી લાવવાને ખાતર સગડી બળતી રાખવી પડે છે. ઈંગલાંડના ઘરોના ઘણા ખરા ઓરડાઓમાં તેટલા માટે ધુમાડિયાં સાથની સગડી હોયછે. ગરીબ લોકોના ઘરોમાં ફક્ત રાંધણીમાં સગડી બળતી રાખવામાં આવેછે, અને તે રાંધવાને માટે તેમજ ગરમી લાવવાને માટે વપરાય છે. મોટાં ઘરોમાં, જમવાના અને બીજા ઓરડાઓમાં, તેમજ રાંધણીમાં સગડીઓ હોયછે.

દિવસનું કામ જ્યારે પુરું થાય ત્યારે લોકોને સગડી આસપાસ બેસીને ટાહેલાં કરવા, કે વાંચવા, કે સેતરંજ અને પાના જેવી રમતો રમવાનો શોખ હોયછે. સગડી એ કુટુંબી જીંદગીનું મુખ્ય મઠક હોયછે પઠમાં પાના ઉપરનું ચિત્ર આપણને એક કુટુંબ રાંધણીની સગડી પાસે બેઠેલું બતાવે છે. ડાબી ગમ બાપ એક હાથાવાળી ખુરસી ઉપર બીડી પીતો બેઠોછે. જમણી ગમ તેની બાયડી છે. તેણી હજી એક જુવાન સ્ત્રી છે તેણી કપડાં વડે એક વાડકો લુછતી ઉભી છે. તે કુટુંબે હમણાજ ચા પીધી છે, અને તેણી આના વાસણ ધુએછે. મેજ ઉપર આપણે એક પાંઉ, એક પ્યાલુ ને રકાબી એક છરી ને કાંટો જોઇએ છીયે. મેજ ઉપર એક સફેદ કપડું હોયછે. આ કઇ તવંગર કુટુંબ નથી. તે માણુસ એક કામદાર છે, પણ તે કઇ જાતનું કામ કરેછે, તે બતાવવાને ચિત્રમાં કાંઇ નથી. ઈંગલાંડમાં ગરીબ લોકોને ત્યાં પણ ખુરસી, મેજ, પ્યાલા અને રકાબી અને બીજી ઘણીક ચીજો હોયછે, કે જેની હિંદુસ્તાનના ગરીબ લોકોને જરૂર નથી.

બીજી હાથાવાળી ખુરસી ઉપર મોટાંમાય બેઠાંછે. તે પેલા માટીડાની આય થાયછે. તે માટી બઇયરના ત્રણ છોકરાં છે, અને તે પેલાં મોટાંમાયના દીકરાના છોકરાં થાય. ચિત્રના આગળા ભાગમાં સૌથી નાનું બાળક છે. તે એક છોકરો છે, જોકે તે છોકરીની માફક કપડાં પહેરેછે. ઈંગલાંડમાં ઘણા નાના છોકરાઓ અને છોકરીઓને એક સરખાં કપડાં પેહરાવવામાં આવેછે. આપણે જાણયે છીયે કે તે છોકરો છે, કારણકે તેના વાળ ટુકા કાપેલા હોયછે. તેનું

એક રમકડું, લાકડાંનો ઘોડો જમીન ઉપર પહેલો છે, અને તે તેની સાથે રમેછે. તેની બેન, જે તે બાળકોમાં સૌથી વડી છે, તે પોતાના બાપની ખુરસી પાસે ઉભી છે. બીજું બાળક પણ એક છોકરો છે. તે પોતાના મોટાં માયની ખુરસી પાસે ઉભોછે, અને તેના હાથમાં એક ચિત્રની ચોપડી છે. તે પેલી ચોપડી તરફ જોતો નથી; તે પોતાના નાના ભાઇને જુએ છે. આખું કુટુંબ તેને જોય છે, અને તેઓ બધાં હસેછે. તેઓ સઘળાં જોવા માગેછે, કે તે રમવાના ઘોડાને શું કરશે.

ભોંય પર બીજાં રમકડાં છે– એક પડઘમ, એક વાજું અને એક પતંગ. તે વડા છોકરાને લગતાં છે. મોટાંમાયના પગ એક પગ મુકવાના સ્ટુલ ઉપર છે, અને બિલાડી તેની પાસે સુતી છે. ઓરડામાં બીજી ઘણી ચીજો છે. સગડી ઉપર અભડાઇ છે. તેની ઉપર વચમાં એક ચાદાની છે, અને એની દરેક બાજુએ, એક ફુલનું કુંડું અને એક પીત્તલની મીણબતી રાખવાની દાંડી તેમાં એક મીણબતી સાથે છે. ચાદાનીની ઉપર, દરિયો, વહાણુ અને વાદળાંવાળાં આકાશમાં ચંદ્રમાનું એક ચિત્ર છે. તે અભડાઇની ડાબી ગમ બે અભડાઇઓ છે. નીચેની અભડાઇ ઉપર બે બાટલી અને એક દાબડો છે. ડાબડા ઉપર બે ચોપડીઓ છે. ઉપરની અભડાઇ ઉપર એક કાફીનું વાસણ, અને ખાંડ, ચા અને કાફી ભરવાના થોડાક પતરાના દાબડા છે. ધુમાડિયાંની જમણી ગમ એક ઘડીવાળ છે. છને વીસ મિનિટ થઇ છે. ઘડિયાળની જમણી બાજુએ એક કબાટ છે. કબાટનું બારણું ઉઘાડું છે, અને તેમાં આપણે રકાબીઓ અને બીજી ચીજો જોઇએ છીયે. અભડાઇની હેઠે ડાબી બાજુએ આપણે એક ટોપી અને પરાળની ટોપી ટાંગેલી જોઇએ છીયે. પરાળની ટોપી તે નાની છોકરીને લગતી છે. જ્યારે તેણી નિશાળેથી ઘર આવી, ત્યારે તે કાઢી નાખી અને ત્યાં ટાંગી. તે ટોપી તેણીના ભાઇની છે. તે પણ નિશાળે જઇ આવ્યો છે. તે ટોપીની હેઠે એક વણું છે. આ તે નાની છોકરીનું છે. નિશાળેથી ઘર આવતાં માર્ગમાં તેણીએ તે રસ્તા ઉપર ગબડાવી હતી.

તમે જુઓ કે દહાડો પુરો થવા પછી આખું કુટુંબ તે સગડીની આસપાસ કેવી રીતે એકઠું મળે છે. આ આપણને ઇંગ્લાંડ અને હિંદની જીંદગી વચ્ચેનો એક તફાવત દેખાડી આપે છે. હિંદુસ્તાનમાં જ્યારે કામ ખલાસ થાય ત્યારે ઘણું કરીને લોકો ઘરની બહાર હવા ખાય છે. તેઓ પોતાના વરંડામાં બેસીને ટાહેલાં ચલાવે છે. ઇંગ્લાંડમાં ઘણાંખરાં ઘરોને વરંડા હોતા નથી. તડકાંને ઓરડાથી દુર રાખવાને માટે હિંદુસ્તાનમાં જેટલી તેની (વરંડાની)

જરૂર છે, તેટલી ઇંગ્લાંડમાં હોતી નથી. સઘળાં ઘરોને, સૌથી ગરીબ માણુસોના ઘરોને કાચની બારીઓ હોય છે. આની જરૂર હોય છે, કારણકે હિંદુસ્તાનના કરતાં ત્યાંની બારીઓને બંધ રાખવી પડે છે. જો ઘરની બારીઓને ફક્ત લાકડાંના ફાળકાં હોય, તો તેઓને બંધ રાખતાં ઘણી અગવડ પડે, કારણકે ઠંડો પવન અને વરસાદ; તેમજ રોશની અંદર આવતી અટકી પડે. ઇંગ્લાંડમાં લોકોને આખું વર્ષ ગરમ લુગડાં પહેરવાં પડેછે. સૌથી ગરીબ માણુસને પણ ડગલો, પાટલુન, પહેરણ, અને બુટ પહેરવાં પડેછે. ઇંગ્લાંડમાં જીંદગી ગુજારવાનું ખરચાળુ કરવાને આ મદદગાર થઇ પડેછે. ગરીબ લોકોને વારંવાર પોતાના છોકરાંઓને ગરમ કપડાં અને બુટ અપાવવામાં મોટી મુશકેલી પડેછે. હિંદુસ્તાનમાં કુલીઓના કરતાં ઇંગ્લાંડમાં કામદારોનેવધુ પગાર મળે છે, પણ તેઓનો જરૂર જોગો ખર્ચ ઘણો વધુ હોયછે. તેઓને સારી રીતે બાંધેલાં, હુંફ આવે તેવાં ઘરો, ગરમ કપડાં અને બુટ, અને તેઓને હુંફાળા રાખવાને માટે શિયાળાના વખતમાં બાળવાને પુષ્કળ કોયળાની જરૂર પડેછે. આ બધી ચીજો ખરચાળુ છે.

ઇંગ્લાંડમાં સખાવતી પુરૂષો ઘણું કરીને ગરીબ લોકોને શિયાળામાં હુંફાળા રહેવાને મદદ કરવાને ગરમ કપડાં અને ધાભળી અને કોયળા આપેછે, જ્યારે હિંદુસ્તાનમાં સખાવતી પુરૂષો ગરીબોને ઘણું કરીને ખાવાનું આપેછે.

હિંદુસ્તાનમાં, જે રૂતુમાં ખેતરમાં સૌથી ઓછું કામ કરવાનું હોયછે, અને પૈસા કમાવાનું સૌથી મુશકેલ હોયછે, તે ગરમ રૂતુ છે, કે જે વખતે ગરીબ માણુસોને, હુંફાળા કેમ રહેવું, તેનો વિચાર કરવો પડતો નથી. ઇંગ્લાંડમાં શિયાળામાં પૈસા કમાવાનું સૌથી મુશકેલ હોયછે, કે જે વખતે હુંફાળા રહેવાનું પણ સૌથી મુશકેલ હોયછે. સામટી રીતે લેતાં, હું ધારૂં છું કે, જે વરસોમાં દુકાળ હોતો નથી, ત્યારે હિંદુસ્તાનમાં ગરીબ લોકોના કરતાં, ઇંગ્લાંડના ગરીબ લોકો વધારે ખરાબ અવસ્થામાં હોયછે. એક વધુ તફાવત હું જણાવીશ. હિંદુસ્તાનમાં સૌથી સાધારણ દુઃખ તાવ છે. ઇંગ્લાંડમાં લોકો તાવના કરતાં સરદીથી વધારે ખમેછે.

## 10. THE STORY OF ALI SAKAL.

**Memory**, *n.* ( મેમરી ) યાદ. Remembrance. L. *Memor*, mindful.

**Bagdad**, *n.* ( બગદાદ ) બગદાદ શહેર. A city in Turkey in Asia on the Tigris.

**Celebrated**, *adj.* ( સેલિબ્રેટેડ ) પ્રખ્યાત. Famous.

Steady, *adj.* ( સ્ટેડી ) સ્થિર. Firm. [ right hand.
Dexterity, *n.* ( ડેક્સટેરિટિ ) ચાલાકી. Skill. L. *Dexter*, the
Profession, *n.* ( પ્રોફેશન ) ધંધો. Calling or occupation.
Shave, *v. t.* ( શેવ ) બોડવું. Cut or pare off from the surface of a body with a razor.
Trim, *v. t.* ( ટ્રિમ ) કાપીને બરાબર કરવી. Make right by cutting.
Whiskers, *n.* ( વ્હિસકર્ઝ ) ટેભીયા. Hair growing upon the sides of the face. [ eyes covered.
Blindfolded, *adj.* ( બ્લાઇંડફોલ્ડેડ ) આંખે પાટા બાંધીને. Having the
Fashion, *n.* ( ફૅશન ) ઢબ. Style.
Run, *n.* ( રન ) દરોરો. Rush. [ be accustomed.
Insolent, *adj.* ( ઇનસોલંટ ) તોછડો. Rude. L. *In*, & *soleo*, to
Scarcely, *ad.* ( સ્કૅરસ્લિ ) ભાગ્યેજ. Hardly.
Beg or Aga, Titles of honour in Turkey.
Fuel, *n.* ( ફ્યુઅલ ) બળતણ. Anything used for burning, commonly wood or coal. [ *sumo*, to take.
Consumed, *v. t.* ( કનસ્યુમ્ડ ) ખપાવતી હતી. Used. L. *Con*, &
Preference, *n.* ( પ્રેફરંસ ) પસંદગી. Holding in higher estimation. [ *nosco*, to know.
Ignorant, *ad.* ( ઇગનરંટ ) અજાણ્યો. Not knowing. L. *In*, &
Character, *n.* ( કૅરેક્ટર ) ચાલ; ખાસીયત. Nature; disposition. Gr. *Charasso*, to cut. [ & *fero*, to bear.
Offered, *v. t.* ( ઑફર્ડ ) આપવા માગી. Wanted to give. L. *Ob*,
Considerable, *adj.* ( કનસિડરેબલ ) ઘણોજ. Very great.
Immediately, *ad.* ( ઇમીડિએટલિ ) તરતજ. At once.
Agreed, *v. i.* ( ઍગ્રીડ ) કબુલ થયો. Consented. L. *Ad*, & *gratia*, favour. [ from.
Unloaded, *v. t.* ( અનલોડેડ ) બોજો ઉતાર્યો. Took off the load
Pack-saddle, *n.* ( પૅક - સૅડલ ) ખોગીર. A saddle for carrying loads instead of for a man to sit on.

**Bargain,** *n.* ( બારગેન ) સાટું. Transaction.
**Agreement,** *n.* ( ઍગ્રીમેન્ટ ) સરત; સાટું. Contract; bargain.
**Amazement,** *n.* ( એમેઝમેન્ટ ) અજાયબી. Wonder.
**Impossible,** *adj.* ( ઇમપૉસિબલ ) અશક્ય. Impracticable.
**Altercation,** *n.* ( ઑલ્ટરકેશન ) તકરાર; બોલાચાલી. Wordy dispute.
**Overbearing,** *adj.* ( ઓવરબેરિંગ ) મગરૂર. Proud.
**Peasant,** *n.* ( પેઝંટ ) ગામડિયો. Villager. [ draw tight.
**Distress,** *n.* ( ડિસ્ટ્રેસ ) દુઃખ. Misery. L. *Dis*, & *Stringo*, to
**Cadi,** *n.* ( કાડિ ) A judge in Muhamadan countries.
**Stated,** *v. t.* ( સ્ટેટેડ ) જણાવી. Mentioned.
**Griefs,** *n.* ( ગ્રીફ્સ ) દલગીરી Sorrow. L. *Gravis*, heavy.
**Customers,** *n.* ( કસ્ટમરઝ ) ઘરાક. Purchasers; buyers.
**Refused,** *v. t.* ( રિફ્યુઝડ ) ના પાડી. Declined. L. *Re*, & *futis*,
a pitcher. [ *plico*, to fold.
**Applied,** *v. i.* ( ઍપ્લાઇડ ) અરજ કીધી. Petitioned. L. *Ad*, &
**Patronised,** *v. t.* ( પેટ્રોનાઇઝડ ) ઉતેજન આપતા હતા. Gave
encouragement to. L. *Pater*, a father. [little consequence.
**Made light of,** તુચ્છકારી કાઢી. Disregarded; treated as of
**Complaint,** *n.* ( કમપ્લેન્ત ) ફરયાદ. Fault-finding. L. *Con*, &
*plango*. to strike. [*pello*, to drive.
**Appealed,** *v. i.* ( ઍપીલ્ડ ) અરજી કીધી. Applied. L. *Ad*, &
**Mufti** *n.* ( મુફ્તિ ) મુસલમાન ધારા સમજાવનાર. An expounder of
Muhamadan law. [weight.
**Pondered,** ( પૉનડર્ડ ) વિચાર કીધો. Thought over. L. *Pondus*,
**Settled,** *v. t.* ( સેટલ્ડ ) ચુકવ્યું. Decided.
**Provision,** *n.* ( પ્રોવિઝન ) સરત. Condition; agreement;
measure. L. *Pro*, & *video*, to see. [ Muhamadans.
**Koran,** *n.* ( કોરાન ) કોરાન. The sacred book of the
**Put up,** *v. t.* ખમવું જોઇએ. Suffer.
**Disheartened,** *v. t.* ( ડિસહાર્ટન્ડ ) નાહિંમત થયો. Discouraged.

Forthwith, *ad.* ( ફોર્થવિથ ) તરત. Immediately.
Scribe, *n.* ( સ્ક્રાઇબ ) લખનાર. Clerk. L. *Scribo*, to write.
Petition, *n.* ( પિટિશન ) અરજી. Application. L. *Peto*, to seek.
Caliph, *n.* ( કેલિફ ) A title of the successors of Mahomad.
Duly, *ad.* ( ડ્યુલિ ) ઘટતી રીતે. In a proper way.
Presented, *v. t.* ( પ્રિઝેન્ટેડ ) આપી. Gave.
In state, છડી સ્વારી સાથે. In procession. [ worship.
Mosque, *n.* ( મૉસ્ક ) મસજીદ. A Mahommedan place of
Punctuality, *n.* (પન્કચ્યુઍલિટિ) વખતસર કરવું. Doing things at the right time.
Approached, *v. t.* ( ઍપ્રોચ્ડ ) પાસે ગયો. Went near. L. *Ad*, & *prope*, near. [ the arm.
Sleeves, *n.* ( સ્લીવ્ઝ ) બાંહે. The part of the garment covering
Cloak, *n.* ( ક્લોક ) ઝભ્ભો. Garment.
Decision, *n* ( ડિસિઝન ) ચુકાદો. Determination of a case.
Equity, *n.* ( ઇક્વિટિ ) હક; ઇનસાફ. Claim; justice. [explained.
Defined, *v. t.* ( ડિફાઇન્ડ ) નક્કી કરવો; સમજાવવો Determined;
Faith *n.* ( ફેથ ) વિશ્વાસ. Trust. L. *Fides*, faith.
Satisfied, *p. p* ( સૅટિસ્ફાઇડ ) રાજી થઇને. Pleased. L. *Satis*, enough, & *facio* to do.
Obeisance, *n.* ( ઓબેસન્સ. ) નમન. Deep bow as a sign of respect. L. *Ob*, & *audio*, to hear. [ a horse etc.
Halter, *n* ( હૉલ્ટર ) જનાવરને દોરવાના પટે. A strap for leading
Companion, *n.* ( કમ્પૅનિયન ) સાથી. One who goes along with another. L. *Con*, & *panis*, bread.
Operations, *n.* ( ઓપરેશન્ઝ ) બોડવાનું કામ. Acts; shavings. L. *Opus*, work. [ to form.
Performed, *int.* ( પર્ફૉર્મ્ડ ) બજાવ્યું. Done. L. *Per*, &, *formo*,
Was settled, *v. t.* ( સેટલ્ડ ) નક્કી કરવામાં આવી. Arranged.
Crown, *n.* ( ક્રાઉન ) તાળકું. Head. [shore, shorn.
Shorn, *v. t.* ( શૉર્ન ) બોડાઇ રહ્યું. Pared off; shaved. ( shear,

Presently, *ad.* ( પ્રેઝંટલિ ) તરતજ. Soon.

Accordingly, *ad.* ( ઍકૉરડિંગલિ ) એ ઉપરથી Consequently, So.

Surprise, *n.* ( સરપ્રાઇઝ ) અજાયબી. Wonder. L. *Super*, & *prehendo*, to seize.

To demean, *inf.* ( ડિમીન ) હલકું પડવું. Make mean.

Insult, *v. t.* ( ઇનસલ્ટ ) અપમાન કરવું. Treat with insolence. L. *In*, & *salio*, to leap.

Away with you, ચાલી જાઓ. Go away.

Related, *v. t.* ( રિલેટેડ ) જણાવ્યો. Stated. L. *Re*, & *latus*, carried.

Razors, *n.* ( રેઝરઝ ) અસ્ત્રા. Knives for shaving.

True believer, મુસલમાન. A follower of Islam.

Insisting, *ger.* ( ઇનસિસ્ટિંગ ) દબાણ કરવું. Pressing.

Being included, *ger.* ( ઇનક્લુડેડ ) સમાવવું. Contained in. L *In*, & *claudo*, to shut.

Consequences, *n.* ( કૉનસિક્વનસિઝ ) પરિણામ. Results. L. *Con*, & *sequor*, to follow.

To lather, *inf.* ( લૅધર ) સાબુનું ફીણ લગાડવું. To spread the foam of soap and water.

Jeered, *v. t.* ( જીયર્ડ ) મજાક કરવામાં આવી; તાણા મારવામાં આવ્યા. Mocked; taunted.

Mocked, *v. t.* ( મૉકડ ) મજાક કરવામાં આવી. Ridiculed; taunted.

Taunts, *n.* ( ટૉન્ટ્ઝ ) તાણા. Reproaches.

By-standers, *n.* ( બાઇ-સ્ટૅન્ડરઝ ) પાસે ઉભેલાઓ. Those who stood near.

Dismissed; *v. t.* ( ડિસમિસ્ડ ) મોકળી દેવામાં આવ્યો. Sent away. L *Dis*, & *mitto*, to send.

Appropriate, *adj.* ( ઍપ્રોપ્રિયેટ ) યોગ્ય, Due. L. *Ad*, & *proprius*, one's own.

Resounded, *v. i.* ( રિઝાઉન્ડેડ ) ગાજી રહ્યું. Rang.

Celebrated, *v. t.* ( સેલિબ્રેટેડ ) જાહેરીતી કીધી. Made widely known.

સુખી યાદવાળા ખલીફ હારૂન અલ રશીદના રાજ્યમાં બગદાદ શહેરમાં અલી સકલ નામનો એક પ્રખ્યાત હજામ રહેતો હતો. તે પોતાના સ્થિર હાથ, અને પોતાના ધંધામાં ચપળાઈને માટે પ્રખ્યાત હતો. કારણકે તે એકવાર બોડી કાઢ્યા વગર પોતાની આંખે પાટા બાંધીને માથું બોડી શકતો હતો, અને

દાઢી અને ડેબીયા કાપીને બરાબર કરી શકતો હતો. બગદાદમાં કોઈબી ઢબનો એવો એક માણસ ન હતો, જે તેને કામ નહિ સોંપે; અને તેની ઉપર કામનો એટલો તો દરોરો હતો, કે આખરે તે મગરૂર અને તોછડો બન્યો, અને જે ધણી ઓછામાં ઓછો એક બેગ કે આગા ન હોય, તેના માથાને તે કદાચજ હાથ લગાડતો હતો. બગદાદમાં બળતણને માટેની લાકડાંની હંમેશાં અછત હતી, અને મોઘું હતું, અને તેની દુકાનમાં ઘણાં લાકડાંનો ખપ પડતો હતો, તેથી કઠીયારાઓ બીજાઓના કરતાં તેને પસંદ કરીને, તેની આગળ તરતજ વેચાઈ જવાની લગભગ ખાતરી હોવાથી, પોતાના લાકડાના બોજા લાવતા હતા. એક દહાડો એવું બન્યું કે એક ગરીબ કઠિયારો, જે પોતાના ધંધામાં નવોસવો હતો, અને અલી સકલની ચાલથી અજાણ્યો હતો, તે તેની દુકાનમાં ગયો, અને એક લાકડાંનો બોજો, જે તે પોતાના ગધેડાં ઉપર ગામમાં ઘણે છેટેથી લાવ્યો હતો, તે વેચતો આપવાની માગણી કીધી. અલીએ, "ગધેડાં ઉપર જે સઘળું લાકડું છે તેને માટે," એવા શબ્દોનો ઉપયોગ કરીને તરતજ તેને કિમત આપવાની માગણી કીધી. તે કઠિયારો કબુલ થયો, પોતાના જાનવર ઉપરથી તે બોજો ઉતાર્યો અને પૈસા માગ્યા. તે હજામે કહ્યું, "તમે મને હજી બધું લાકડું આપ્યું નથી; મને સાટામાં તે ખોગીર (જે મુખ્ય કરીને લાકડાંનું બનાવેલું હોય છે) મળવું જોઇએ. તેવો આપણો કરાર હતો."

પેલાએ ઘણી અજાયબીમાં કહ્યું, 'કેવી રીતે? એવું સાટું કોઇએ કદી સાંભળ્યું હતું? તે નહિ બની શકે તેવું છે."

તોપણ સેવટે, ઘણી બોલાચાલી અને તકરાર પછી, તે તુંદ હજામે તે ખોગીર અને લાકડું સર્વે લઇ લીધું, અને તે બિચારા ગામડિયાને ઘણા દુઃખમાં કાઢી મેલ્યો. તે તરતજ કાજી આગળ દોડયો, અને પોતાનું દુઃખ જણાવ્યું. તે કાજી તે હજામના ઘરાકોમાંનો એક હતો, અને તેનો કજીયો સાંભળવાને ના પાડયું. તે કઠિયારાએ તેનેથી ચઢતા ન્યાયાધિશને અરજ કીધી; તે પણ અલી સકલનું ઘરાક હતું, અને તે ફરિયાદને દાદ આપી નહિ. ત્યારપછી તે બીચારાએ ખુદ મુફતીને અરજી કીધી, જેણે તે સવાલ ઉપર વિચાર કરીને આખરે ચુકવ્યું કે કોરાનમાં તેને માટે કાંઇ કલમ ન હોવાથી, તે એટલો તો અઘરો કજીયો છે કે તેનાથી તેનો ચુકાદો અપાતો નથી, અને તેટલા માટે તે માણસે તે નુકસાન ખમવું જોઇએ. તે કઠિયારો નાહિંમત થયો નહિ, પણ ખુદ ખલિફ ઉપર એક લખનાર પાસે અરજી લખાવી, જે, તેણે ઘટતી રીતે,

શુક્રવારને દીને, જ્યારે તે શાહમાહથી મસજીદમાં જતો હતો તે દીને આપી. અરજી વાંચવામાં ખલીફનું ચોકકસપણું બરાબર જણાવલું છે, અને થોડા વખતમાં તે કઠિયારાને તેની હાજરીમાં બોલાવવામાં આવ્યો. જ્યારે તે ખલીફ આગળ આવ્યો ત્યારે તે ઘુંટણીએ પડયો, અને જમીનને ચુંબન કીધું, અને પછી તેની હજુરમાં પોતાના હાથ સીધા રાખીને, પોતાના ઝભાના બાંહેથી પોતાના હાથ ઢાંકયા, અને પોતાના પગ સાથે જોડીને, તે પોતાના મુકરદમાના ચુકાદાની રાહ જોતો ઉભો રહ્યો. તે ખલીફે કહ્યું, "મિત્ર, તે હજામને પોતાની તરફેણમાં બોલવાનું છે, તમારી તરફેણમાં ઇનસાફ છે. કાયદાની વ્યાખ્યા શબ્દોથી થવી જોઇએ, અને સાટાં શબ્દોથી થવાં જોઈએ; કાયદાને પોતાનો મારગ મળવો જોઇએ, નહિ તો તે કાંઇજ નથી; અને સાટાં પાળવાં જોઇએ, નહિ તો માણસને માણસ વચ્ચે કંઇબી વિશ્વાસ જેવું રહે નહિ; તેટલા માટે તે હજામે તેનું બધું લાકડું રાખવું જોઇએ; પણ— " ત્યાર પછી તે કઠિયારાને પોતાની નજદીક બોલાવીને, તે ખલીફે તેના કાનમાં કંઇ ધીમેથી કહ્યું, જે તેના સિવાય કોઇએ સાંભળ્યું નહિ, અને પછી તેને તદ્દન રાજી થયલો મોકળાવી દીધો.

તે કઠિયારો નમન કરીને, પાછો પોતાના ગધેડા આગળ ગયો, કે જેને બહાર બાંધવામાં આવ્યો હતો, તેને પટામાંથી પકડયો, અને પોતાને ઘર ગયો. થોડા દહાડા રહીને, જાણે તેઓ વચ્ચે કંઇ બન્યું ન હોય, તેમ તેણે પેલા હજામને અરજ કીધી, એવા અરજ સાથે કે તે અને ગામમાંથી આવેલા તેનો સાથી તેના હાથની ચપળાઇની મજા ચાખે, અને જે કિમતે તે બેઉ હજામત કરવાની હતી, તે ઠેરવી. જ્યારે તે કઠિયારાનું માથું બરાબર બોડાઇ રહ્યું, ત્યારે અલી સકલે પુછયું, કે તેનો સોબતી કયાં છે. પેલાએ કહ્યું, "તે અહિયાં બહાર ઉભો છે, અને તે તરતજ અંદર આવશે." એ ઉપરથી તે બહાર ગયો, અને પોતાના ગધેડાંને પટામાંથી પકડીને દોરવતો, પાછો આવ્યો. તેણે કહ્યું, "આ મારો સાથી છે, અને તમારે તેની હજામત કરવી જોઇએ." તે હજામ ઘણુંજ અજાયબીમાં બોલી ઉઠયો, "તેની હજામત કર ! તમને હાથ લગાડીને મને પોતાને હલકું લગાડવાને હું કબુલ થયો એ પુરતું છે, અને તેજ પ્રમાણે તમારાં ગધેડાંન કરવા કહીને તમે મને અપમાન કરોછો ? ચાલી જાઓ !" અને તેણે તેઓને તરતજ પોતાના દુકાનમાંથી હાંકી કહ્યા.

તે કઠિયારો તરતજ ખલીફ આગળ ગયો, તેને તેની હજુરમાં દાખલ

કરવામાં આવ્યો, અને તેણે પોતાનો મુકરદમો જણાવ્યો. તે ખલીફે કહ્યું, "તે બરાબર છે." તેણે પોતાના એક અમલદારને કહ્યું, "અલી સકલ અને તેના ગધાને આજ પળે મારી આગળ લાવો;"—અને દસ મિનિટના અરસામાં તે હજામ તેની આગળ આવી ઉભો. તે ખલીફે તે હજામને કહ્યું, "તમે આ માણસના સાથીની હજામત કરવાને શા માટે ના પાડો છો? શું તેવો તમારો કરાર ન હતો?"

અલીએ જમીનનું ચુંબન કરીને કહ્યું, "ઓ ખલીફ, તે ખરૂં છે, કે તેમ હમારો કરાર હતો; પણ અગાઉ કોણે એક ગધેડાંને પોતાનો સાથી બનાવ્યો હતો?" અથવા એવાને એક મુસલમાન તરીકે ગણવાનો કોણે કદી વિચાર કર્યો હતો?" તે ખલીફે કહ્યું, "તમે ખરૂં કહો, પણ તેજ વખતે લાકડાંના બોજામાં ખોગીર સમાવવાની હક લેવાનો કોણે વિચાર કર્યો હતો? નહિ, નહિ, હવે તે કઠિયારાની વારી આવી છે. તરતજ તે ગધેડાં આગળ જાઓ, નહિ તો તમે પરિણામ જાણો છો."

ત્યાર પછી તે હજામને, તે જાનવરને માથાંથી તે પગ સુધી પીંછું લગાડવાને માટે, સાબુનો એક મોટો જથો તૈયાર કરવાની, અને ખલીફ અને આખી દરબારની હાજરીમાં તેની હજામત કરવાની ફરજ પડી, જ્યારે સઘળા નજદીક ઉભેલાઓએ તાળી ટપલાવી અને હસીને તેની ઠઠ્ઠા મશકરી કીધી. તે બિચારા કઠિયારાને ત્યાર પછી એક પૈસાની લાયક રકમ આપીને વિદાય કીધો, અને આખું બગદાદ તે વાતથી ગાજી રહ્યું, અને તે ખલીફના ઈનસાફની તારીફ કીધી.

## 11. LITTLE CLANS AND BIG CLANS.

**To distinguish**, *inf.* (ડિસ્ટિંગ્વિશ) ઓળખવાને. To mark the difference. L. *Dis*, & *stinguo*, I mark. [& *ligo*, I bind.

**Was obliged**, *v. t.* (ઓબ્લાઇજ્ડ) ફરજ પડી. Forced. L. *Ob*,

**Crack**, *v. t.* (ક્રેક) ફાડવો. Snap. [ bow.

**Nodding**, *pr. p.* (નૉડિંગ) સહેજ નમન કરતાં. Making a slight

**Instantly**; *ad.* (ઇનસ્ટંટલિ) તરતજ. Immediately.

**Gloomy**, *adj.* (ગ્લુમિ) ઉજ્જડ. Wild; dark.

**Presently**, *ad.* (પ્રેઝંટલિ) તરતજ. At once.

**Shutters**, *n.* (શટર્સ) ફરેડી. Wooden coverings for a window.

**Crevices**, *n.* (ક્રેવિસિઝ) ફાટ. Very narrow openings.

**Request**, *n.* ( રિક્વેસ્ટ ) અરજ. Entreaty. L. *Re*, & *quocro*, to seek. [a large heap.

**Hay stack**, *n.* ( હે સ્ટૅક ) સુકા ઘાસની ગંજી. Hay stored up in

**Shed**, *n.* ( શેડ ) ઝુપડું. Cottage.

**Meat**, *n.* ( મીટ ) ખોરાક. Food. [ I shine.

**Splendid**, *adj.* ( સ્પ્લેનડિડ ) ઘણીજ સરસ. Grand. L. *Splendeo*,

**Sexton**, *n.* (સેક્સ્ટન) ઘોરખોદુ. A grave digger. [well disposed.

**Favourite**, *adj.* ( ફેવરિટ ) માનીતી. Dear. L. *Faveo*, to be

**Glorious**, *adj.* ( ગ્લોરિયસ ) ભપકાભરેલું. Splendid.

**Prejudice**, *n.* ( પ્રેજુડિસ ) ખોટી ભ્રાંતિ. Unfavourable opinion. L. *pre*, & *judico*, I judge.

**In** consequence of this આને લીધે. As a result of this. L. *Con*, & *sequor*, I follow. [ in.

**Oven**, *n.* ( અવન ) ભઠ્ઠી. A closed place for baking things

**Lodging**, *ger*, ( લૉજીંગ ) ઉતારો. Putting up.

**Porridge**, *n.* ( પૉરિજ ) કાંજી. Any grain or meal boiled in water or milk. [ *peto*, to seek.

**Appetite**, *n.* ( ઍપિટાઇટ ) ભુખ Desire for food. L. *Ad*, &

**Pie**, *n.* ( પાઇ ) સમુસો. An article of food consisting of baked paste with something in it.

**Sack**, *n.* ( સૅક ) કોઠળો. Bag.

**Squeaked**, *v. i.* ( સ્કવીક્ડ ) ચીં ચીં કીધું. Made a shrill sound.

**Conjurer**, *n.* ( કૉનજ્યુરર ) જાદુગર. Magician. L. *Con*, & *juro*, I swear.

**Conjure**, *v. t.* ( કૉનજ્યુર ) જાદુથી બોલાવવું. Call by magic art.

**Ugly**, *adj.* ( અગલિ ) કદરૂપો. Deformed.

**Endure** the sight of, જોઇ શકતો નથી. Look at.

**I have** got up my courage, મેં હિમ્મત પકડી છે. I have become bold. L. *Cor*, the heart, & *ago*, I drive.

**Stooped**, *v. i.* ( સ્ટુપ્ડ ) વાંકો વળ્યો. Bowed down.

Crouching, *pr p.* ( ક્રાઉચિંગ ) દબાઇને બેઠેલો. Sitting or standing in a stooping position.

Lid, *n.* ( લિડ ) ઢાંકણું. Cover. [crevice.

Peeped, *v. i.* ( પીપ્ડ ) ચીમાઇને જોયું. Looked through a

Directly, *ad.* ( ડિરેક્ટલિ ) તરતજ. At once.

Bushel, *n.* (બુશલ) બુશલ. One eighth of a quarter. [habitation.

Lodging, *ger.* ( લૉજીંગ ) ઉતારો. A place of temporary

In exchange, તેના બદલામાં. In return for.

Wheelbarrow, *n.* ( ઉવ્હીલબૅરો. ) હાથે ચલાવવાની નાની ગાડી. A hand cart for carrying small load.

Rapidly, *ad.* ( રૅપિડલિ ) ઝડપથી Swiftly. [much signify.

It will not matter much, તેમાં ઘણી બીસાદ નથી. It will not

Pretending, *pr. p.* ( પ્રેટેનડિંગ ) ઢોંગ કરતો. Feigning L. *pre*, & *tendo*, I stretch. [row can hold.

Barrowful, *n.* ( બૅરોફુલ ) ગાડું ભરીને. As much as the bar-

એક વાર એ ગામમાં બે માણસો રહેતા હતા, જેઓનું એક સરખું નામ હતું. તેઓ બેઉના નામ ક્લૉઝ હતાં. તેઓમાંના એક પાસે ત્રણ ઘોડા હતા, પણ બીજા પાસે માત્ર એકજ ઘોડો હતો; તેથી તેઓને ઓલખી કાઢવાને માટે લોકો પેલા ત્રણ ઘોડાના માલેકને "મોટો ક્લૉઝ" કહેતા હતા. અને જેની પાસે એકજ ઘોડો હતો તેને નાનો ક્લૉઝ કહેતા હતા. હવે તેઓના બાબમાં શું બન્યું તે આપણે સાંભળીશું; કારણકે આ એક ખરી વાત છે. આખું અઠવાડિયું નાના ક્લૉઝને મોટા ક્લૉઝને માટે હળ ખેડવાની અને તેનો એક ઘોડો તેને વાપરવા આપવાની ફરજ પડતી હતી; અને અઠવાડિયામાં એક વાર રવીવારે મોટો ક્લૉઝ તેને તેના ત્રણ ઘોડા વાપરવા આપતો હતો. પછી નાનો ક્લૉઝ કેવી રીતે પોતાનો ચાબુક બધા ચારે ઘોડા ઉપર ચમકાવતો હતો! તે એક દહાડો પેલા ત્રણ ઘોડા તેના ઘોડા જેવાજ સારા હતા. સુરજ તેજથી પ્રકાશયો, અને જ્યારે લોકો પોતાના સૌથી સરસ કપડાં પેહરીને, અને પોતાની ભણુવાની ચોપડી બગલમાં મારીને પસાર થતાં હતાં, ત્યારે દેવળના ઘંટ આનંદથી વાગતા હતા. તેઓ નાના ક્લૉઝને પોતાના ચાર ઘોડા સાથે હળ ખેડતાં જોતા હતા, અને તે એટલો તો મગરૂર થતો હતો કે તે પોતાનો

ચાબુક ફફડાવતો હતો, અને "ચલાવ, મારા ચાર ઘોડા !" કરીને બોલતો હતો. મોટા કલૉઝે કહ્યું, "તમારે તેમ બોલવું ન જોઇએ, કારણકે તેઓમાંનો એકજ તમારે લગતો છે." પણ નાના કલૉઝે શું બોલવું જોઇએ તે તે જલદીથી ભુલી ગયો, અને જ્યારે કોઇ પસાર થતું હતું, ત્યારે તે બુમ પાડતો હતો, "ચાલો, મારા ચાર ઘોડા !" મોટા કલૉઝે કહ્યું, "હવે તેમ ફરીથી નહિ બોલવાને મારે તમને અરજ કરવી જોઇએ; કારણકે જો તમે બોલશો તો હું તમારા ઘોડાને માથા ઉપર મારીશ, તેથી તે ત્યાંનો ત્યાંજ મુવેલો પડશે". પેલાએ કહ્યું, "હું તમને વચન આપુછું કે હું તેમ વધારે વાર બોલીશ નહિ;" પણ જેવાં લોકો ડોકું ધુણાવતાં, અને "સાહેબજી" કરીને બોલતાં આવે કે તે એટલો તો ખુશી થઇ જતો કે તે પાછો બોલતો, "ચાલો, મારા ચાર ઘોડા !"

પછી મોટા કલૉઝે એક હથોડી લઇને નાના કલૉઝના ઘોડાના માથામાં મારી, અને તે તરતજ મુવેલો પડયો.

નાના કલૉઝે રડતાં રડતાં કહ્યું, "અરે. હવે મારી પાસે બીલકુલ ઘોડો નથી" પણ થોડા વખત પછી તેણે તે મુવેલા ઘોડાનું ચામડું ઉતારી લીધું, અને તેને પવનમાં સુકાવા ટાંગ્યું. ત્યાર પછી તેણે તે સુકાયલું ચામડું એક કોથળીમાં મુકયું, અને બીજાં શહેરમાં તે વેચવા ગયો. તેને ઘણે લાંબે સુધી જવાનું હતું, અને તેને એક ભયાનક જંગલમાંથી પસાર થવાનું હતું તરતજ એક તોફાન થઇ આવ્યું. અને તે ભુલો પડયો, અને તે ખરો રસ્તો શોધી કાઢે તેની આગમજ સાંજ પડી; પણ હજી તે શહેરથી ઘણે દૂર હતો, અને એટલો છેટે હતો કે રાત અગાઉ તેનાથી ઘર પહોંચું થાય નહિ. રસ્તાની નજદીક ખેતરવાલાને રહેવાનું એક મકાન હતું. બારીની બહારની ફરેડિ બંધ કરવામાં આવી હતી, પણ ફાટમાંથી અને મહાળેથી અજવાળું પ્રકાશતું હતું. જ્યારે નાના કલૉઝે ઉપર જઇને બારણું ઠોકયું, ત્યારે તે બોલ્યો "મને આજ રાતના અહિંયાં રહેવાને રજા મળે."

ખેડુતની બાયડીએ બારણું ઉઘાડયું, અને તેની અરજ સાંભળીને, તેણીએ તેને જતો રેહવા કહ્યું, કારણકે તેણીનો વર અજાણ્યાઓને પસંદ કરતો ન હતો. તે ખેડુતના ઘરની નજદીક એક મોટી ઘાસની ગજી હતી, અને તેની અને પેલાં ઘરની વચ્ચે ઝાવલીવાળાં છાપરાં સાથનો એક નાનો તબેલો હતો. નાના કલૉઝે જ્યારે તે છાપરૂં જોયું, ત્યારે તે બોલ્યો, "હું ત્યાં સુઇ શકાશ." તેથી તે ઉપર ચહયો અને સુઇ ગયો.

જ્યારે તેણે પોતાને સુખદાયક કરવાને ફેર વાળી ત્યારે તેને જણાયું કે બંધ કીધેલાં લાકડાંની ફરેડી તે ખેતરના ઘરની બારીને મહાળે સુધી પુગતાં ન હતાં, જેથી તે એક ઓરડામાં જોઇ શકયો, કે જેમાં એક મેજ ઉપર દારૂ, ગોસ્ત અને ઘણીજ સરસ માછલી બીછાવવામાં આવી હતી. તે ખેડુતની બાયડી અને તે ઘેરખોડુ સાથે જમવા બેઠાં હતાં, અને તેણીએ તેનું ગલાસ ભર્યું અને તેને માછલી પીરસી, કે જે તેની માનીતી વાણી જણાતી હતી. ત્યાર પછી નાના કલાંઝે બારી તરફ પોતાની ગરદન તાણી, અને તેણે એક મોટો સુંદર સમુસો જોયો—ખરેખર તેઓની આગળ એક ભપકા ભરેલું ખાણું હતું.

આ પળે તેણે પેલાં ખેતરવાળાને રહેવાના મકાન તરફ કોઇને ઘોડા ઉપર બેસીને રસ્તા ઉપરથી આવતાં સાંભળ્યો. તે ઘરે પાછો ફરતો ખેડુત હતો. તે એક ભલો માણસ હતો પણ તેનામાં એક ઘણી અજાયબ જેવી ખોટી ભ્રાંતિ હતી—તે ઘેરખોડુને જોઇ શકતો ન હતો જો કેઇ તેની આગળ આવતો, તો તે ઘણો ગુસ્સે થતો હતો. એને લીધે પેલો ઘેરખોડુ તેણીનાં વરની ગેર-હાજરીમાં પેલાં ખેડુતની બાયડીને મલવા ગયો હતો. અને તે ભલી સ્ત્રીએ જે સર્વથી સરસ તેણીની કને હતું, તે તેના આગળ મુકયું. જ્યારે તેણીએ ખેડુતને પાછો આવતાં સાંભળ્યો, ત્યારે તેણી બીધી, અને પેલા ઘેરખોડુને એક મોટો ખાલી પેટરો, જે ઓરડામાં પડયો હતો, તેમાં સંતાઇ જવાને અરજ કીધી. તેણે તેમ કીધું, અને પછી પેલી સ્ત્રીએ ઝડપથી પેલો દારૂ ઉંચો મુકયો, અને બાકીની બધી સુંદર ચીજો બઠીમાં સંતાડી કારણકે તેણીનો વર ખચીતજ પુછે કે કોણને માટે તે બહાર કાઢવામાં આવી હતી.

જ્યારે તે સુંદર ચીજો ઉંચી મુકાઇ રહી ત્યારે નાના કલૉઝે ઝુંપડાને મહાળેથી નિસાસો નાખીને કહ્યું, "અરે ખોદા".

તે ખેડુતે ઉપર નજર કરીને નાના કલૉઝને જોતાં પુછ્યું. "ત્યાં ઉપર કોઇ છે? તમે ત્યાં ઉપર કાંય સુતા છો? નીચે આવો, અને મારી સાથે ઘરમાંચાલો" તેથી નાનો કલૉઝ નીચે આવ્યો અને તે ખેડુતને કહ્યું, કે તે ભુલો પડયો હતો અને એક રાતના ઉતારાને માટે અરજ કીધી.

તે સ્ત્રીએ તે બેઉને માયાથી આવકાર આપ્યો, એક મોટી મેજ ઉપર કપડું પાથર્યું, અને તેઓની આગળ કાંજીની રકાબી મુકી. તે ખેડુત ઘણો ભુખ્યો હતો, અને ઘણી ભુખથી પોતાની કાંજી પી ગયો; પણ નાના કલૉઝને, સુંદર તળેલું ગોસ્ત, મછી, અને સમુસો જે બઠીમાં હતાં તેનો વિચાર આવ્યા

વગર રહ્યો નહિ. મેજની હેઠે તેના પગ આગળ ઘોડાની ચામડી સાથનો કોઠળો પડેલો હતો, કે જે તે પાસેના શહેરમાં વેચવાની ધારણા રાખતો હતો. હવે તેને કાંઇ બીલકુલ ગમી નહિ તેથી તે મેજની હેઠેના કોઠળાને પગે દાબ્યો, અને તે સુકી ચામડીએ તદ્દન મોટેથી ચીં ચીં અવાજ કીધો. નાના કલૉઝે પોતાના કોઠળાને કહ્યું, "ચુપ રહે." અને તેજ વખતે, જ્યાંસુધી તેણે અગાઉનાં કરતાં વધારે મોટેથી ચીંચીં અવાજ કીધો, ત્યાંસુધી તેને પાછો પગે દાબ્યો.

તે ખેડુતે કહ્યું "અરે તમારા કોઠલામાં શું છે?"

નાના કલૉઝે કહ્યું, "અરે તે એક જાદુગર છે. અને તે કહે છે કે જ્યારે ભઠ્ઠી તળેલાં ગોસ્ત, મછી, અને સમુસાથી ભરપુર છે, ત્યારે આપણને કાંઇ પીવાની જરૂર નથી."

ઉઠીને ભઠ્ઠીનો દરવાજો ઉઘાડીને તે ખેડુત બોલ્યો,"અજબ જેવું! "અને ત્યાં તે બધી સુંદર વાણીઓ, જે તેની બાયડીએ સંતાડી હતી, પણ જેને માટે તેણે એમ ધાર્યું હતું કે મેજની હેઠેના જાદુગરે તે ઉત્પન્ન કીધી હતી, તે પડેલી હતી. તે બાયડીએ કાંઇ પણ બોલવાની હિમ્મત કીધી નહિ, તેથી તેણીએ તે ચીજો તેઓની આગળ મૂકી, અને તેઓએ તે બધી મજેહથી ખાધી.

તે ખેડુતે પુછ્યું કે, "હવે તે શું કહે છે?"

નાનો કલૉઝ બોલ્યો, તે કહે છે કે ભઠ્ઠાની પાસે ખુણામાં દારૂની ત્રણ બાટલીઓ પડેલી છે." તેથી તે બાયડીને તે દારૂ લાવવાની પણ ફરજ પડી, અને જ્યાંસુધી તે ખેડુત તદ્દન ગેલમાં આવી ગયો, ત્યાંસુધી તેણે પીધો.

તે ખેડુતે પુછ્યું, "તે સેતાનને જાદુથી બોલાવી શકશે? હવે હું એટલો ગેલમાં છું તેથી મને તેને જોવા ગમે છે."

નાના કલૉઝે જવાબ આપ્યો, "અરે હા, મારો જાદુગર જેબી હું કહું તે કરી શકે છે. તમે સાંભળતા નથી?" તેજ વખતે જ્યાંસુધી તે કોઠળાએ ચીંચીં અવાજ કીધો, ત્યાંસુધી તેને પગે દાબીને તેણે પુછ્યું, "તમે સાંભળો છો! તે જવાબ આપે છે. 'હા,' પણ તે બીહે છે કે આપણને તેનો દેખાવ ગમશે નહ."

"અરે, હું તેનાથી બીહતો નથી. તે શાના જેવો હશે?"

"ઠીક, એક ઘોરખોડુ જેવો."

તે ખેડુતે કહ્યું, "અરે, ત્યારે તે કદરૂપો હોવો જોઇએ. તમે જાણો છો કે હું એક ઘોરખોડુનો દેખાવ જોઇ શકતો નથી. તોપણ હું જાણીશ કે તે

કાણુ છે, તેથી હું દરકાર કરીશ નહિ. હવે ત્યારે, મેં હિમ્મત પકડી છે, પણ તેને છેક નજદીક આવવા દેતા ના."

નાના કલૉઝે કહ્યું, "સબર! મારે તે જાદુગરને પુછવું જોઇએ." તેથી તેણે તે કોઠળો પગે દાબ્યો, અને ધ્યાનથી સાંભળવા વાંકો વળ્યો. "તે કહે છે કે તમે જઇને પેલો મોટો ડાબડો, જે ખુણામાં પડેલો છે, તે ઉઘાડો, અને તમે તે ભૂતને અંદર દબાઇને બેઠેલો જોશો, પણ તમારે તે ઢાંકણું મજબુત પકડવું જોઇએ, કે જેથી તે બહાર સટકી જાય નહિ."

તે દાબડો કે જેમાં પેલો ઘોરખોડુ ઘણોજ ગભરાયલો બેઠેલો હતો, તેની તરફ જઇને તે ખેડુતે કહ્યું, "તમે મને તે પકડવામાં આવીને મદદ કરશો ?

તે ખેડુતે ઢાંકણું જરા ઉઘાડ્યું, અને અંદર ચીમ્હઇને જોયું. પાછળ કુદકો મારીને તે બોલ્યો, "અરે, મેં તેને જોયો, તે બરાબર આપણા ઘોર-ખોદુને મળતો છે." તેથી, ત્યારપછી તેને પાછો દારૂ પીવાની ફરજ પડી, અને તેઓએ છેક મોડી રાત સુધી પીધો. તે ખેડુતે કહ્યું, "તમારો જાદુગર મને વેચો. તેની ગમે તે કિમત માગો, અને હું તે આપીશ. ખરેખર હું તમને તરતજ એક આખો બુશલ ભરીને પૈસા આપીશ"

આખરે નાના કલૉઝે કહ્યું, "ઠીક, તમે મને મહેરબાનીની રાહે એક રાતનો ઉતારો આપ્યો છે, અને હું ના પાડીશ નહિ. તમને તે જાદુગર એક બુશલ ભરીને પૈસાની કિમતે મળશે, પણ મને તદ્દન બરાબર ભરીને મળવા જોઇએ."

તે ખેડુતે કહ્યું, "તેમજ તમને મળશે, પણ તમારે તે દાબડો પણ લઇ જવો જોઇએ. એક બીજો કલાક મારે તે ઘરમાં રાખવો નથી."

તેથી નાના કલૉઝે પેલા ખેડુતને તે કોઠળો અને પેલું સુકું ચામડું આપ્યું, અને તેના બદલામાં બરાબર એક બુશલ ભરીને પૈસા લીધા. તે ખેડુતે વળી તેને તે દાબડો અને તે પૈસા લઇ જવા એક ગાડું આપ્યું.

જ્યારે નાનો કલૉઝ પોતાના પૈસા અને તે પેટારો, જેમાં પેલો ઘોરખોડુ હજી સંતાયલો હતો, તે લઇને ચાલતો થયો, ત્યારે તે બોલ્યો, "સાહેબજી!"

તે જંગલની એક બાજુએ એક પહોળી ઉંડી નદી હતી, જેના પાણી ઘણા ઝડપથી વહેતાં હતાં. તેની આરપાર એક નવો પુલ તરતનોજ બાંધવામાં આવ્યો હતો, અને આ પુલની વચોવચમાં નાનો કલૉઝ ઉભો રહ્યો, અને પેલો ઘોરખોડુ સાંભળે તેમ મોટેથી બોલ્યો, "હવે આ નકામા દાબડાને હું શું કરૂં? જાણે કે તે પથ્થરે ભરેલો હોય, તેટલો તે ભારી છે; જો હું તે ગાડામાં

વધારે દૂર લઇ જઇશ તો હું હાકી જઇશ, તેથી હું તેને નદીમાં નાખી દઇશ. જો તે મારી પછવાડે મારા ઘર સુધી તરી આવશે, તો ઠીકઠીક; નહિ તો તેની કંઇ બીસાદ નથી." તેથી તેણે તે દાબડો લીધો, અને જાણે કે તે પાણીમાં નાખી દેવા જતો હોય, તેમ તેણે તે ઉંચક્યો.

તે દાબડામાંથી પેલા ઘેરખોડુએ કહ્યું, "નહિ, તેને એમજ રહેવા દો. મને પહેલા બહાર નીકળવા દો."

નાનો ક્લૉઝ બીહવાનો ઢોંગ કરીને બોલ્યો, "અરે! તે હજી ત્યાં અંદર છે. નહિ વારૂં? મારે તેને નદીમાં નાખી દેવો જોઇએ કે તે ડુબી જાય."

તે ઘેરખોડુ બોલ્યો, "અરે નહિ નહિ. નહિ! જો તમે મને જવા દેશો તો હું તમને એક આખો બુશલ ભરીને પૈસા આપીશ." નાના ક્લૉઝે દાબડો ઉઘાડીને કહ્યું, "કાંય, તે તો બીજી બાબત છે." તે ઘેરખોડુ બહાર નીકળ્યો, તે ખાલી દાબડાને પાણીમાં હડસેલ્યો, અને પોતાને ઘર ગયો, કે જ્યાં તેણે એક આખો બુશલ ભરીને પૈસા નાના ક્લૉઝને માટે આપ્યા, કે જે ક્લૉઝે અત્યાર આગમજ પેલા ખેડુત કનેથી એક બુશલ ભરીને મેળવ્યા હતા, જેથી હવે તેની પાસે એક નાનું ગાડું ભરીને પૈસા થયા.

## THE SOLDIER'S DREAM. સિપાઇનો સ્વપ્નો.

No doubt, ખચીત Certainly.

Sufferings, *ger.* ( સફ્રિંગઝ ) દુખો. Distresses. L. *sub*, & [ *fero*, I *bear*.

To scare away, બીવરાવવાને. To frighten.

Welcomed, *v t* ( વેલકમ્ડ ) આવકાર આપ્યો Cordially received.

Vision, *n.* ( વિઝન ) સ્વપ્નો. Dream. L. *Video*, I see.

Melted away, *v. i.* ( મેલ્ટેડ અવે ) ગેપ થયો. Disappeared.

Bugles, *n.* ( બ્યુગલ્ઝ ) રણશીંગડાં. Horns.

Truce, *n.* ( ત્રુસ ) થોડા વખત સુધી કીધેલી સલાહ. Temporary suspension of hostilities.

The night-cloud had lowered, રાતનું અંધારૂં આકાશમાં ફરી વળ્યું હતું. The gloom of night had enveloped the sky.

Sentinel stars, ચોકી રાખતા તારાઓ. Stars keeping watch like sentries.

Sunk, *v. i.* (સંક) પડયા હતા. Lain down. [ exhausted.
Overpowered, *p. p.* ( ઓવરપાવર્ડ ) થાકીને લુસ થઇને. Completely
Weary, *n.* ( વીઅરી ) થાકેલાઓ. Those who were tired.
Reposing, *pr. p.* ( રિપોઝિંગ ) આરામ લેતો. Taking rest. L. *Re*, & *pono*, I put.
Pallet, *n.* ( પૅલેટ ) ગોદડું. Mattress. L. *Palea*, chaff.
Wolf scaring, *pr. p.* ( વુલ્ફ સ્કેરિંગ ) વરૂને બીવરાવતાં Frightening away the wolf.
Faggot, *n.* ( ફેગટ ) બળતણ. Firewood.
At the dead of the night, મધરાતે. At midnight.
Ere, *pr p.* ( એર ) અગાઉ. Before.
Methought, *v. t* ( મિથોટ ) મેં ધાર્યું. I thought to myself.
Array, *n.* ( ઍરે ) સફ બાંધીને ઉભેલું લશકર. Army arranged in order of battle. [ my life.
In life's morning march, જુવાનીમાં. In the early days of
Roamed, *v. i.* ( રોમ્ડ ) રખડયો. Wandered [ & *solus*, alone.
Desolate, *adj.* ( ડેઝોલેટ ) ઉજડ. Waste and solitary. L. *De*,
Track, *n.* ( ટ્રૅક ) રસ્તો. Path. [ *Trans*, & *verto*, I turn.
Traversed, *p p.* ( ટ્રેવર્સ્ડ ) પસાર કરેલું. Passed over. L.
When my bosom was young, જ્યારે મારી છાતીમાં જુવાનીના વિચારો ભરેલા હતા. When my heart was full of youthful ideas.
Bleating, *pr. p.* ( બ્લીટિંગ ) બેં બેં કરતા. Crying out.
Strain, *n.* ( સ્ટ્રેન ) ગીત. Song.
Pledged the wine-cup. એક બીજાની સલામતી લીધી. We drank each other's health.
Fondly, *ad.* ( ફૉન્ડલિ ) હેતથી. Lovingly.
To part, *inf.* ( પાર્ટ ) છુટા પડવાને. To separate.
Sobbed, *v. i.* ( સૉબ્ડ ) ડુસકાં ખાધાં. Sighed.
In her of fullness of heart, લાગણી ભર હોવાથી. With her heart full of emotions.

Worn, *p. p.* ( ઉર્નાન ) ઠાકેલો. Exhausted.
Fain, *adj.* ( ફેન ) ખુશી. Willing.
Melted away, ( મેલ્ટેડ ) ગુમ થયો. Vanished.

૧. હમારાં રણશીંગડાંએ થોડા વખત સુધીની સલાહ જાહેર કીધી, કારણ કે રાતનું અંધારૂં આકાશમાં ફરી વળ્યું હતું, અને ચોકી રાખનારા તારાઓ આકાશમાં ચોકી કરતા હતા; અને હજારો જણ ઠાકીને લુસ થઇને જમીન ઉપર પડેલા હતા, તેમાં ઠાકેલાઓ ઉંઘાવાને પડેલા હતા, અને જખમી થયલાઓ મરવાને માટે પડેલા હતા.

૨. જ્યારે તે રાતે વરૂને બીધરાવનારૂં બળતણ જે માર્યાં ગયલાંની ચોકી કરતું હતું, તેની નજદીક હું મારાં પરાળના ગોદડાં ઉપર આરામ લેતો હતો, ત્યારે મધરાતે મેં એક સુંદર સ્વપ્નો જોયો, અને સવાર અગાઉ ત્રણવાર તે મેં જોયો.

૩. મેં ધાર્યું કે તે લડાઇના મેદાનમાંના ભયંકર સફ મારીને ઉભેલાં લશકરમાંથી હું એક ઉજડ રસ્તા ઉપર દુર સુધી ભટક્યો હતો; તે પાનખર રૂતુ હતી, અને મારા બાપદાદા, જેઓએ મને પાછો ફરતાં આવકાર આપ્યો, તેઓના ઘર જતાં માર્ગમાં તડકો થયો.

૪. જુવાનીમાં, જ્યારે મારી છાતીમાં જુવાનીના વિચારો ભરેલા હતા, ત્યારે વારંવાર પસાર કરેલાં ખુશનુમાં ખેતરોમાં હું દોડયો, મેં મારાં પહાડી બકરાંને ઉંચે બેં બેં કરતાં સાંભળ્યું, અને અનાજની કાપણી કરનારાઓ જે મધુર ગીત ગાતા હતા, તે મેં ઓળખ્યું.

૫. ત્યારપછી હમે એક એકની દારૂ પીને સલામતી લીધી, અને મેં મારાં ઘર અને મારાં રડતાં મિત્રોથી કદીબી છુટા નહિ પડવાના હેતથી સોગંદ લીધા; મારાં બચ્ચાંઓએ મને હજારો વખત ફરી ફરીને બોકી લીધી, અને મારી બાયડીએ લાગણીથી ભરેલા હૈયાં સાથે ડચકાં ખાધાં.

૬. રહે–હમારી સાથે રહે ! આરામ લે ! તું કંટાળી ગયલો અને ઠાકી ગયલો છે; અને તેઓનો લડાઇમાં ખોખરો થઇ ગયલો સિપાઇ રહેવાને રાજી હતો ;–પણ પરોઢીયું પડવા સાથે દલગીરી પાછી આવી, અને સ્વપ્નો સાંભળતા કાનમાંથી તે અવાજ ગુમ થઇ ગયો.

## 13. CITIES OF THE WORLD-PEKING.

Capital, *n.* ( કૅપીટલ ) રાજધાની. Chief town.
Main, *adj.* ( મેન મુખ્ય. Chief.
Features, *n.* ( ફીચરઝ ) દેખાવો. Appearance.
Differ, *v. i.* ( ડિફ્રર ) જુદા પડે છે. Are unlike. L. *Dis*, & *fero*, I bear. [ *claudo*, I shut.
Inclosed, *p. p.* ( ઇનક્લોઝડ ) ઘેરાયલું. Surrounded. L. *In*, &
Forbidden city, જે શહેરમાં પરદેશીઓને જવાની મનાઇ હોય તે. The city in which foreigners are not allowed to enter.
Viewed, *p. p.* ( વ્યુડ ) જોયલું. Seen.
Foliage, *n.* ( ફોલીએજ ) પાંદડાં. The leaves on trees considered as a whole. [ ment.
Unpaved tracks, ફરસબંદી વગરના રસ્તા. Roads without pave-
Through, *v. t.* સીધા. Straight.
Faded vermillion, ફિક્કા લાલ રંગની. Pale red colour.
Glittering, *adj.* ( ગ્લિટરિંગ ) પ્રકાશતી. Shining.
Pavilion, *n.* ( પૅવિલિયન ) શામીયાના જેવી નાની શોભીતી ઇમારત. An ornamental building like a tent. L. *Papilio*, a butterfly.
Caravans, *n.* ( કૅરેવનઝ ) વણજાર. A company of people travelling in the desert who have joined together for safety.
Mongolia, *n.* ( મંગોલિયા ) મંગોલિયા દેશ. A country to the south of Siberia.
Sundown, *n.* ( સનડાઉન ) સુર્યાસ્ત. Sunset. [ *Claudo*, I shut.
Are closed, *v. t.* ( ક્લોઝડ ) બંધ કરવામાં આવે છે. Are shut. L.
Imperial, *adj.* ( ઇમપિરિયલ ) બાદશાહી. Pertaining to the empire. L. *Impero*, I command.
Ruts, *n.* ( રટ્સ ) ગધેર. A track worn by a wheel.
Wet weather. વરસાદની મોસમમાં. Rainy season. [ revolves.
Axles, *n.* ( ઍક્સલ્ઝ ) પૈડાંની ધરી. The pin on which a wheel
Squares, *n.* ( સ્ક્વૅરઝ ) ચોગાન. Open spaces for public use.

**Are packed,** *v. t.* ( પૅક્ડ ) ખીચોખીચ આવેલાં છે. Are crowded.
**Patterns,** *n.* ( પૅટર્ન્ઝ ) તરેહ : Designs.
**Decorated,** *v. t.* ( ડેકોરેટેડ ) સણગારેલાં. Adorned ; ornamented.
**Sign-boards,** *n.* ( સાઇન-બોર્ડ્ઝ ) નામના પાટિયાં. Boards placed before a shop on which the name of the firm is given.
**Characters,** *n.* ( કૅરેક્ટર્ઝ ) અક્ષરો. Letters.
**Yonder,** *adj.* ( યૉન્ડર ) દૂરની. Distant.
**Undertaker** *n.* ( અન્ડરટેકર ) પાદફનને લગતો સામાન વેચનાર. One who undertakes to make all necessary arrangements for and to carry out funerals. [ L. *Pro*, & *spes*, hope.
**Prosperous,** *adj.* ( પ્રૉસ્પરસ ) આબાદ. Fortunate or happy.
**Styled,** *v. t.* ( સ્ટાઇલ્ડ ) નામ આપેલું. Called.
**Virtuous,** *adj.* ( વર્ચુઅસ ) સદ્ગુણી. Morally good. L. *Vir*, a man. [ a wave.
**Abundant,** *adj* ( ઍબન્ડંટ ) પુષ્કળ. Plentiful. L. *Ab*, & *unda*,
**Sedan-chair,** *n* ( સીડન-ચૅર ) પાલખી. A small carriage in which a person can sit upright, with poles to enable it to be carried by two men.
**Progress,** *n.* ( પ્રૉગ્રેસ ) આગળ વધવું. Proceeding further.
**Motley.** *adj.* ( મૉટલિ ) તદરેવાર રંગના કપડાં પહેરેલાં. Wearing dresses of different colours.
**Handsomely,** *ad* (હૅન્ડસમલિ) સુંદર રીતે. Nicely. [official.
**Mandarin,** (મૅન્ડેરિન) મોટી પદવીના ચીનાઇ અમલદાર. A chinese
**Attendants,** *n.* ( અટેન્ડંટ્ઝ) ખીદમતગારો. Servants. L. *ad*, & *tendo*, I stretch.
**Scholars,** *n.* (સ્કૉલર્ઝ) વિદ્વાનો. Learned men.
**Soberly,** *ad.* (સોબર્લિ) દમામથી. Gravely.
**Clad,** *p p.* (ક્લૅડ) પોશાક પહેરેલો. Dressed. (clothe, clad, clad.)
**Spectacles,** *n.* (સ્પેક્ટેકલ્ઝ) ચશમા. Glasses to assist sight.
**Shaven headed,** *adj.* (શેવન હેડેડ) માથું બોડાવેલા.

**Dandies**, *n.* (ડૅનડિઝ) એશકી કપડાં પહેરેલા માણસો. Fops.
**Rags**, *n.* (રૅગ્ઝ) ફાટાં તુટાં કપડાં. Torn garments.
**Stalls**, *n.* (સ્ટૉલ્ઝ) દુકાનો. Shops
**Booths**, *n.* (બુથ્ઝ) દુકાનો. Sheds in a market.
**Tradesmen**, *n.* ( ટ્રેડ્ઝમેન ) દુકાનદારો. Shopkeepers.
**Quack doctors**, નીમ હકીમ. Those who pretend to cure diseases. L. *Doceo*, I teach.
**Expounding**, *pr. p.* ( એક્સપાઉનડિંગ ) બતાવતો. Exposing to view. L. *Ex*, & *pono*, I put.
**Virtues**, *n.* ( વરચ્યુઝ ) ખુબી. Merits. L. *Vir*, a man.
**Gaping**, *adj.* ( ગેપિંગ ) નિહાળીને જોતું. Gazing; staring.
**Fortune-tellers**, *n.* ( ફૉરચ્યુન-ટેલરઝ ) ભવિષ્ય ભાખનારાઓ. Those who profess to tell future events in the life of another. L. *Fors*, chance. [engrave seals.
**Seal-cutters**, *n* ( સીલ-કટરઝ ) મહોર કોતરનારાઓ. Those who
**Attract**, *v. t.* (ઍટ્રૅક્ટ ) ખેંચે છે. Draw. L. *Ad*, & *traho*, I draw.
**Passer-by**, *n.* ( પાસર-બાઇ ) રાહદારીઓ. Those who go by.
**Pile**, *n.* ( પાઇલ ) ઢગલો. Heap. [kept.
**Cash**, *n.* ( કૅશ ) પૈસા વટાવવાનું ઠેકાણું. A place where money is
**Undertake**, *v. t.* ( અનડરટેક ) માથે લેવું. Take upon himself.
**Assures**, *v. t.* ( ઍશ્યુરઝ ) ખાતરી આપે છે. Convinces.
**Drug-shops**, *n.* ( ડ્રગ-શૉપ્સ ) દવાના વસાણા વેચવાની દુકાન. Shops where substances used for medicines are sold.
**Crockery shops**, *n.* ( ક્રૉકરી શૉપ્ઝ ) કારીકામ વેચવાની દુકાન. Earthenware shops.
**Deal in**, *v. i.* ( ડીલ ઇન ) વેચે છે. Sells.
**Departed**, *adj.* (ડિપારટેડ) મરણ પામેલાં. Dead. [*Spiro*, I breathe.
**Land of spirits**, ( સ્પિરિટ્સ ) પેલી દુન્યા. The other world. L.

પેકિન ચીનની મોટી ઉત્તર તરફની રાજધાની છે. જ્યારે આપણે તેની મુખ્ય બજારની રચના જોઇએ ત્યારે એક ચીનાઇ શહેરનો સારો ખ્યાલ આપણે બાંધીશું.

ચીનમાં ચાર હજાર કરતાં વધારે દીવાલવાળાં શહેરો છે. પણ કદ શિવાય તેઓ એક બીજાંથી ઘણુંજ સહેજ જુદાં પડે છે.

પેકિનની દીવાલના અંદરના ભાગમાં ખરેખર ત્રણ શહેરો છે–તારતર અથવા મન્યુ શહેર ઉતરે, ચીનાઇ શહેર દક્ષિણે, અને એ આગળાં શહેરથી ઘેરાયલું મના કીધેલું શહેર, જેમાં શહેનશાહ રહેતો હતો. ઉનાળામાં દીવાલ ઉપરથી જોતાં, તારતર શહેર અહીં તહીં બહાર નીકળી આવેલાં છાપરાં સાથે, અને પહોળા, કાળા, ફરસબંદી વગરનાં સીધા આવેલા રસ્તાઓ સાથનો પાંદડાંનો ઢગ જણાય છે. વચોવચમાં ઝાંખા લાલ રંગની ભેવડી દીવાલથી ઘેરાયલું, અને પ્રકાશતા પીળાં નળીયાંવાળા શામ્યાનાની હારનું બનેલું દેખાતું મના કીધેલું શહેર છે. આ મહેલ જેવાં છાપરાં, નીચી ઇમારતો, જેમાં દુકાનો અને ઘરોનો સમાવેશ થયલો હોય છે. તેઓના કરતાં ઉચાં આવેલાં હોય છે. તારતર શહેરમાં તંબુઓની એક મોટી સંખ્યા હોય છે, અને અહિંયાં આપણે મંગોલ્યાની લાંબી મુસાફરીને માટે ચાથી લાધેલાં ભુરાં, વાળવાળાં ઉંટોની વણજારો જોઇએ છીયે. ચીનાઇ શહેરમાં ઘણી ખરી દુકાનો, ભઠીઆરખાન અને નાટકશાળાઓ હોય છે. સુર્ય અસ્ત પામતી વખતે પેકિંગના સોળ દરવાજાઓ, અને વળી ચીનાઇ અને તારતર શહેરની વચ્ચેના દરવાજાએ બંધ કરવામાં આવે છે અને બાદશાહી અગતયના કામ કાજે જતાં એપેગારને મટેજ ઉઘાડી શકાય છે. હવે આપણે ચીનાઇ શહેરમાં દાખલ થઇએ. મહોલ્લાઓ કેવા સાંકડાં, ગંદા, અને ગીચ હોય છે! તેઓ ગંધેરથી ભરપુર હોય છે, અને ચોમાસામાં ગાડાંઓ ધરી સુધી અંદર સુધી જઇને ચાલે છે. તેમાં ફરસબંદી, જાને, ચોગાનો બાગો કે બગીચા કાંઇ હોતું નથી. ખુલ્લી જગાએ માત્ર દહેરાંના આગળા ભાગમા જણાય છે. ઘરો ઘણાજ પાસે પાસે ગીચોગીચ આવેલાં હોય છે, અને એક માળ કરતાં વધારે ઉંચાઇના કદી હોતાં નથી. દુકાનના અગળા ભાગમાં અજાયબ જેવી તરાંહ કોતરેલી હોય છે, અને કેટલીક વાર સોનેરી વરખથી શોભીતી રીતે શણગારેલાં હોય છે. લાલ, કાળાં, લીલા, અથવા સોનેરી અક્ષરે લખેલા નામના પાટિયાં દરેક ઠેકાણે લટકે છે, અને દરેક દુકાન, ગમે તેવી બી નાની હોય, તેનું ભપકા ભરેલું નામ હોય છે. દાખલા તરીકે પેલું પાટિયું એક કોળસાના વેપારીનું છે, અને તેની દુકાનનું નામ 'બહેશતનો શણગાર' છે; પાયદસ્તને લગતું કામ કરનાર પોતાના ધંધાની જગાને 'જોડાયલી અને આબાદ' નામ આપે છે; અને એક રવાં વેચનારે પોતાની દુકાનનું નામ 'સદગુણી અને

ભરપુર' આપેલું હોય છે. ઘણાક મહોલ્લાઓ એવા તો સાંકડા હોય છે કે તેઓ વચ્ચેથી કોઇબી ગાડી પસાર થઇ શકે નહિ. જો આપણે ગાડીમાં જવા માંગતા હોઇએ તો આપણને પાળખી લેવી જોઇએ; અને ત્યારે પણ આગળ વધવું મુશકેલ થઇ પડશે. "તમારી પીઠ સંભાળો! તમારી પીઠ સંભાળો! એવા કુલીઓના પોકારોથી મહોલ્લો ગાજી રહે છે. આપણને એક પચરંગી ટોળાંમાંથી આપણો રસ્તો લેવો પડે છે. એક ગમ, દાખલા તરીકે, એક મૅનડૅરિનની સુંદર રીતે શણગારેલી પાળખી આવે છે. તેની આગળ બે ખીદમતગારો રસ્તો મોકળો કરવાને ચાબક લઇને દોડે છે, અને તેઓની પછવાડે છોકરાઓ મોટાં રંગેલા પાટિયાં લઇને દોડે છે, કે જેની ઉપર 'બાજુએ ઉભા રહો!' અથવા મહેરબાની કરીને અદબ ભરેલી ચુપકીદી પકડો' એમ લખેલું હોય છે. બીજી ગમ દમામદાર કપડાં પહેરેલાં વિધવાનો મોટા ગોળ કાચવાળા ચશમાં પહેરીને ચાલે છે. એ ગુી ગમ વળી પીળા ઝભા પહેરેલા, માથું બોડાવેલા પાદરીઓ, રેસમી અને સાટીનના કપડાં પહેરેલા એસરી માણસો અને ચીકરે હાલ ભીખારીઓ હોય છે.

જોકે પેકિંગના એક એકની અંદર આવેલા મહોલ્લાઓ સાંકડા હોય છે, તો પણ ધંધાદારીઓની દુકાનોથી તેઓ એથી બી વધારે સાંકડા બને છે. એક ગમ આપણે એક નીમહકીમને પોતાની દવાઓની અજાયબ જેવી ખુબીઓ, એક નિહાળીને જોતાં ટોળાંને બતાવતાં જોઇએ છીએ; પેલી ગમ ભવિષ્ય ભાખનારાઓ, મહોર કોતરનારાઓ, અને કાગળ લખનારાઓ રાહદારીનું ધ્યાન ખેંચે છે. નજદીકમાં એક પૈસા વટાવી આપનાર મેજ આગળ બેઠેલો હોય છે, કે જેની ઉપર તાંબા અને પિત્તળના સિક્કાઓનો ઢગ પડેલો હોય છે, કે જેને રોકડ નાણું કહે છે. આ રોકડ નાણાના પાંચસો સિક્કાની કિમત એક રૂપિયો હોય છે. જ્યારે ઘણા પૈસા અદલ બદલ કરવાના હોય છે, ત્યારે રૂપાંનાણું વપરાય છે, અને આ ચીનના ઔંસથી તોળવામાં આવે છે, અને દરેક ઔંસ ટેલ કહેવાય છે. ભવિષ્ય ભાખનારાઓ દરેક ઠેકાણે મળી આવે છે, કારણ કે કોઇબી ચીનો, જ્યાં સુધી ભવિષ્ય ભાખનાર તેને ખાતરી આપે નહિ કે તે દહાડો ભાગ્યવંત છે, ત્યાં સુધી કોઇબી કામ માથે લે નહિ, અથવા મુસાફરીએ નીકળે નહિ. જેમ આપણે આગળ ચાલીએ તેમ આપણે રેસમી કાપડની દુકાનો, ચોપડીની દુકાનો, દવાની દુકાનો, ફુલ વેચવાની દુકાનો, કોરીકામની દુકાનો, પક્ષીઓ વેચવાની દુકાનો, અને દુકાનો જે સોનેરી અને રૂપેરી કાગળો વેચે છે, તે જોઇએ છીએ.

## 14. LITTLE CLAUS AND BIG CLAUS—II

**Vexed**, *p. p.* ( વેક્સ્ડ ) ગુસ્સે. Angry.

**Smeared**, *v. t.* ( સ્મિયર્ડ ) ચોપડ્યો. Spread over.

**Tar**, *n.* ( ટાર ) ડામર. A thick sky liquid got from fir-trees and from coal used to protect ropes and wood from damp and white ants. stuck, stuck.

**Might stick**, *v. i.* ( સ્ટિક ) વળગી રહે. Remain fixed. ( stick,

**Florins**, *n.* ( ફ્લૉરિન્ઝ ) બે શિલિંગની કિંમતનો સિક્કો. A silver coin equal in value to two shillings. L. *Flos*, flower.

**Directly**, *ad.* ( ડિરેક્ટલી ) તરતજ. At once. L. *Dis*, & *rectus*, straight.

**Hatchet**, *n.* ( હૅચેટ ) નાની કોહાળી. A small axe.

**Knocked**, *v. t.* ( નૉક્ડ ) મારી. Struck.

**Flayed off**, *v. t.* ( ફ્લેડ ) ઉતારી નાખી. Stripped off.

**Tanners**, *v. t.* ( ટૅનર્ઝ ) ચામડાં પકવનાર. Those whose business is to make the skins of animals into leather.

**Inquired**, *v. t.* ( ઇનક્વાયર્ડ ) પુછી. Asked. L. *In*, & *quoero*, I ask. [ flogging.

**Straps**, *n.* ( સ્ટ્રૅપ્સ ) પટા. Strips of thick leather used in

**Aprons**, *n.* ( એપ્રન્ઝ ) ઉપરનું પહેરણ. An article of dress worn on the fore part of the body to the clothes clean.

**Mocking**, *pr. p.* ( મૉકિંગ ) મશ્કરી કરતાં. Jeering; ridiculing.

**Black and blue**, ડામ પડે તેવી. The skin turns black on account of severe thrashing. [*ligo*, I bind.

**Obliged**, *v. t.* ( ઓબ્લાઇજ્ડ ) ફરજ પડી. Compelled. L. *Ob*, &

**Thoroughly**, *ad.* ( થરલિ ) મજબુત. Soundly.

**Pay for**, બદલો વાળી આપશે. Make amends for.

**Cross**, *adj.* ( ક્રૉસ ) ચીરડાઉ. Peevish. [ *terminus*, a limit.

**Determined**, *v. t.* ( ડિટર્મિન્ડ ) ઠરાવ કીધો. Resolved. L. *De* &

**Harnessed**, *v. t.* ( હારનેસ્ડ ) જોડ્યો. Yoked.

**Inn**, *n* ( ઇન ) હોટલ. Hotel.
**Landlord**, *n.* ( લૅન્ડલૉર્ડ ) હોટલનો માલેક. Innkeeper. [ I suffer.
**Passionate**, *adj.* ( પૅશનેટ ) તામસી. Strong-headed. L. ***Patior***,
**Upright**, *ad* ( અપરાઇટ ) સીધી. Erect.
**Bawled**. *v i.* ( બૉલ્ડ ) બુમ પાડી. Cried out.
**He flew into a passion**, તે ઘણો ગુસ્સે થયો. He grew very angry. L. *patior*, I suffer.
**Wringing** *pr. p.* ( રિંગિંગ ) મસળીને. Rubbing.
**Fiery**, *adj.* ( ફાયરિ ) ગરમ. Passionate. ( *adj.* from fire. )
**Temper**, *n* ( ટેમપર ) સ્વભાવ. Disposition.
**Disagreeable**, *adj.* ( ડિસઍગ્રિએબલ ) નાપસંદ કરવા જોગ. Unpleasant L. *Dis*, & *ad*, & *gratia*, favour. [ keep.
**Preserve**, *v. t.* ( પ્રિઝરવ ) બચાવે. Save. L. *Pre*, & *servo*, I
**You are out of your mind**, તમે ઘેલા થઇ ગયા છો. You have become mad.
**Seriously**, *ad.* ( સિરિયસલિ ) ગંભીરાઇથી. Gravely.
**Sack**, *n* ( સૅક ) કોથળો. Bag.
**You have played me another trick**, તમે મને બીજી વાર ઠગ્યો છે. You have deceived me a second time.
**Organ**, *n.* ( ઑરગન ) વાજીંત્ર. Musical instrument.
**Psalm**, *n.* ( સામ ) ભજન. Religious song.
**Twisted**, *v. i* ( ટ્વિસ્ટેડ ) મરડાયો. Bent.
**Loosen**, *v. t.* ( લુસન ) ઢીલી કરવી. Made loose.
**Presently**, *ad.* ( પ્રેઝંટલિ ) તરતજ. Soon.
**Cattle drover**, *n.* ( કૅટલ ડ્રોવર ) ગોવાળીયો. Cow-herd.
**Staff**, *n.* ( સ્ટાફ ) લાકડી. Stick.
**Stumbled**, *v. i.* ( સ્ટમ્બલ્ડ ) ઠોકર ખાધી. Tripped in walking.
**Wreath**, *n.* ( રીથ ) હાર. Garland.
**Highway** *n* ( હાઇવે ) ધોરી રસ્તો. Public road.
**Longing** *v. t.* ( લૉંગિંગ ) ઇચ્છે છે. Wishing.

**Plump**, *ad*. (પ્લમ્પ) ધબ દઈને. With a sudden fall.

નાંનો કલૉઝ જ્યારે ઘર પુગ્યો, ત્યારે બોલ્યો, "મને મારા ઘોડાની સારી કિંમત મળી." અને જમીન ઉપર બધા પૈસા ખાલી કરીને ઢગલો કીધો. "મોટા કલૉઝને જ્યારે માલમ પડશે કે હું કેવો પૈસાદાર મારા એક ઘોડા વડે બન્યો છું, ત્યારે તે કેવો ખીજવાશે, પણ તે કેમ થવા પામ્યું તે હું તેને બરાબર કહીશ નહિ." ત્યાર પછી બુશલનું માપ ઉછીનું આપવાને તેણે એક માણસને મોટા કલૉઝ આગળ મોકલ્યો. મોટા કલૉઝે વિચાર્યું. "તેને તે શા માટે જોઈતું હશે?" તથા તેણે તે માપને તળીયે ડામર ચોપડ્યો, કે જેથી તેમાં જેબી કાંઈ મુકવામાં આવે, તેમાંનો થોડોક ભાગ ત્યાં ચોંટી રહે. અને તેથી એવું બન્યુ કે જ્યારે તે બુશલ પાછું ફર્યું ત્યારે ત્રણ નવા ફ્લોરીનના સિક્કા તેને વળગેલા હતા. મોટો કલૉઝ બોલ્યો, "આનો અર્થ શું?" તેથી તે તરતજ નાના કલૉઝ આગળ દોડ્યો, અને પુછ્યું, "તમને એટલા બધા પૈસા ક્યાંથી મળ્યા?"

"અરે મારા ઘોડાની ચામડી જે મેં ગઈ કાલે વેચી તેના." મોટો કલૉઝ બોલ્યો, "ખચીત તેની સારી કિંમત ઉપજી," અને તે પોતાને ઘર દોડી ગયો, એક કોદાળી લીધી, અને પોતાના ત્રણે ઘોડાઓના માથા ઉપર મારી તેઓની ચામડા ઉતારી લીધી, અને શહરમાં વેચવા લઈ ગયો. તે મહોલ્લામાંથી જતાં બોલ્યો, "ચામડું! ચામડું! ચામડું કોણ ખરીદશે?" અને સઘળા મોચીઓ અને ચામડું પકવનારાઓ દોડતા આવ્યા અને પુછ્યું કે તેના કેટલા પૈસા તેને જોઈતા હતા.

મોટો કલૉઝ બોલ્યો, "દરેક ચામડાને માટે એક બુશલ ભરીને પૈસા." તે સઘળા બોલી ઉઠ્યા, "તમે ઘેલા છો? શું તમે એમ ધારો છો કે હમારી પાસે બુશલના માપે ખરચવાને પૈસા છે?"

તેણે પાછી બુમ પાડી, "ચામડાં," ચામડાં, ચામડાં કોણ ખરીદશે?" પણ જે સઘળાંઓએ કિંમત પુછી, તેના જવાબમાં તેણે જવાબ આપ્યો, "એક બુશલ ભરીને પૈસા." તેઓ સઘળા બોલ્યા, "તે આપણને બેવકુફ બનાવે છે;" ત્યાર પછી તે મોચીઓએ પોતાના પટા લીધા, અને ચામડા કેળવનારાઓએ પોતાના ચામડાના ઉપર પહેરવાના કકડા લીધા, અને મોટા કલૉઝને મારવા માંડ્યો.

તેઓ તેની મશકરી કરતા બોલ્યા, "ચામડાં, ચામડાં, હા, જ્યાં સુધી

તમારી ચામડી ઉપર કાળા અને બલુ ડામ પડે ત્યાં સુધી હમે તેની ઉપર તમારે માટે ઇધિારણી કરીશું. તેઓ બોલ્યા, "તેને શહેરમાંથી બહાર કાઢો." અને મોટા ક્લૉઝને જેમ બને તેમ ઝડપથી નાસી જવાની ફરજ પડી, કારણ કે તેને અગાઉ કદી એટલો મજબુત માર મારવામાં આવ્યો ન હતો.

જ્યારે તે પોતાને ઘર આવ્યો, ત્યારે તે બોલ્યો, "અરે, નાના ક્લૉઝને આને માટે ખમવું પડશે; હું તેને મારી નાખીશ."

તે દરમ્યાન નાના ક્લૉઝની બુઢી મમાઈ મરણ પામી. તેણી તેના તરફ પાજી અને ઘાટકી હતી. પણ તે ઘણો દલગીર થયો, અને તે મરણ પામેલી સ્ત્રીને તે પાછો સજીવન કરી શકે છે કે નહિ તે જોવાને તેણીને પોતાના હુંફાળાં બાછાણાંમાં સુવાડી. ત્યાર પછી તેણે ઠરાવ કર્યો કે તેણી આખી રાત પડી રહે, અને તે પોતે, જેમ તેણે અગાઉ કર્યું હતું તેમ, ઓરડાના ખુણામાં એક ખુરસી ઉપર બેસી રહયો. રાતની વખતે બારણું ઉઘડયું, અને મોટો ક્લૉઝ કુહાડી લઈને અંદર આવ્યો. તે સારી પેઠે જાણતો હતો કે નાના ક્લૉઝનું બિછાણું કયાં હતું, તેથી તે સીધો તેના બિછાણા આગળ ગયો, અને તેને નાનો ક્લૉઝ ધારીને તે બુઢી મમાઈના માથાં ઉપર મારી. તે બોલ્યો, "લે, હવે તમે મને ફરીથી બેવકુફ બનાવી શકશો નહિ" અને તે ઘર ગયો.

નાના ક્લૉઝે વિચાર્યું, "તે એક ઘણો દુષ્ટ માણસ છે; તે મને મારી નાખવા માગતો હતો. તે ઠીક છે કે મારી બુઢી મમાઈ અત્યાર આગમજની મરી ગઈ હતી, નહિ તો તેણીને મારી નાખતે." ત્યાર પછી તેણે પોતાની બુઢી મમાઇને તેણીના સૌથી સરસ કપડાં પહેરાવ્યાં, પોતાના પાડોશી પાસેથી એક ઘોડો ઉછીનો લીધો, અને તેને ગાડાંમાં જોડયો. પછી તે બુઢી સ્ત્રીને પછવાડેની બેઠક ઉપર બેસાડી, કે તેણી બહાર પડી નહિ જાય, અને જંગલમાં હંકારી ગયો. સુરજ ઉગતાં સુધીમાં તેઓ એક મોટાં ભઠીયારખાના આગળ આવી પહોંચ્યા, જ્યાં નાનો ક્લૉઝ કાંઇ ખાવાનું લેવાને થોભ્યો. તે ભઠીયારખાનાનો માલેક એક પૈસાદાર અને વળી ભલો માણસ હતો, પણ ઘણો તામસી હતો. તેણે નાના ક્લૉઝને કહ્યું, "સાહેબજી, આજે તમે સકારે આવ્યા છો." નાના ક્લૉઝે કહ્યું, "હા, હું મારી મમાઇને લઇને શહેરમાં જાઉં છું; તેણી ગાડાંની પછવાડે બેઠી છે, પણ હું તેણીને ઓરડામાં લાવી શકતો નથી. તમે તેણીની આગળ એક દારૂનું ગલાસ લઇ જશો? પણ તમારે ઘણું મોટેથી બોલવું જોઇએ, કારણ કે તેણી બરાબર સાંભળી

શકતી નથી." તે માલેકે જવાબ આપ્યો, "હા, ખચીત હું લઈ જઇશ;" અને એક ગલાસમાં દારૂ કાઢીને તે પેલી મુવેલી મમાઈ, જે ગાડીમાં ટટાર બેઠેલી હતી, તેની આગળ બહાર લઈ ગયો. તે માલેકે કહ્યું "લેઓ, તમારા પૌત્રે એક દારૂનું ગલાસ મોકલ્યું છે." તે મરણ પામેલી સ્ત્રીએ એક બોલ પણ જવાબ આપ્યો નહિ, પણ તદન શાંત બેસી રહી તે માલેકે જેમ બને તેમ મોટેથી બુમ પાડી, "તમે સાંભળતાં નથી? લેઓ તમારા પૌત્રે એક દારૂનું ગલાસ મોકલ્યું છે." ફરીથી ને ફરીથી તેણે બુમ પાડી, પણ તેણી હાલી નહિ, તેથી તે ગુસ્સે થઈ ગયો, અને ને દારૂનું ગલાસ તેણીના મોઢાંમાં ફેંક્યું. તે તેણીને નાકમાં લાગ્યું, અને તેણી ગાડાંની બહાર પછવાડે પડી ગઈ કારણ કે તેણીને માત્ર ત્યાં બેસાડવામાં આવી હતી, અને બાંધવામાં આવી ન હતી.

નાનો કલૉઝ ઘરની બહાર દોડી જઇને અને તે માલેકને ગલચીમાંથી પકડીને બોલ્યો, "અરે તમે મારી મમાઇને મારી નાખી છે; અહિયા તેણીના કપાળમાં એક મોટો ખાડો પડયો છે."

તે માલેક પોતાના હાથ મસળીને કહ્યું, "અરે કેવું કમનસીબ. આ બધું મારા તામસી સ્વભાવને લીધે થયું છે. વહાલા નાના કલૉઝ, હું તમને એક બુશલ ભરીને પૈસા આપીશ, અને તેણી મારી પોતાની મમાઈ હોય તેમ હું તેણીને દાટીશ; તમે ફક્ત ચુપકીદી રાખો, નહિ તો મારૂં માથું કાપી નાખવામાં આવશે, અને તે ઘણું નહિ પસંદ કરવા જોગ થઈ પડશે." તેથી એવું બન્યું કે નાના કલૉઝને એક બીજો બુશલ ભરીને પૈસા મળ્યા, અને તે માલેકે તે બુઢી મમાઇને જાણે કે તે તેની પોતાની મમાઈ હોય તેમ દાટી.

ઘર પુગતાં તેણે તરતજ એક છોકરાને મોટા કલૉઝ આગળ મોકલ્યો, અને તેણે બુશલનુ માંપ આપવાને અરજ કીધી મોટા કલૉઝે વિચાર કર્યો, "એમ કેમ? શું મેં તેને મારી નહિ નાખ્યો હતો? મારે જઇને જાતે જોવું જોઇએ. તેથી તે ગયો અને પોતાની સાથે બુશલનું માપ લઇને ગયો.

પોતાના પાડોસીના ખજાના તરફ ડોળા પહોળા ઉઘાડા કરીને ટીકીને જોતો તે બોલ્યો, "આ સઘળા પૈસા તમને કેમ મળ્યા?"

નાના કલૉઝે કહ્યું, "તમે મારે બદલે મારી મમાઇને મારી નાખી, તેથી મેં તેણીને એક બુશલ ભરીને પૈસામાં વેચી.' મોટા કલૉઝે કહ્યું. "તે ઘણી

સારી કિંમત છે, તેથી તે ઘર ગયો, અને પોતાની બુઢી બમાઇને એક ફટકાથી મારી નાખી. પછી તે એક વૈદ આગળ ગયો, અને તે એક મુડદું ખરીદશે કે નહિ તે પુછ્યું.

તે વૈદે પુછ્યું: "તે કોણનું મુડદું છે, અને તેમને તે કયાંથી મળ્યું?" તેણે જવાબ આપ્યો, "તે મારી બમાઇનું છે, અને મેં તેણીને એક ફટકો મારીને મારી નાખી, કે જેથી કરીને મને એક બુશલ ભરીને પૈસા મળે."

તે વૈદ બોલ્યો, "ખોદા અમને બચાવે! તમે ઘેલા થઈ ગયા છો. એવી વાત કરતા ના, નહિ તો તમને મારી નાખવામાં આવશે, અને પછી તેણે તેની સાથે જે દુષ્ટ કામ તેણે કર્યું હતું તે વિ ગંભીરાઈથી વાત કરી અને તેને કહ્યું કે તેને ખચીત સજા થશે.

પણ કલૉઝ એટલો બીધો કે તે ઘરની બહાર દોડી ગયો, ગાડાંમાં ચઢી બેઠો, પોતાના ઘોડાને ચાબુક લગાવ્યા, અને ઝડપથી ઘર તરફ હંકારી ગયો. જેવો મોટો કલૉઝ ધોરી રસ્તા ઉપર પહોંચ્યો તેવોજ તે બોલ્યો, આને માટે તમને ખમવું પડસે, નાના કલૉઝ, આને માટે તમને જરૂર ખમવું પડશે."

જ્યારે તે ઘર પુગ્યો, ત્યારે જે સૌથી મોટામાં મોટો કોઠળો તેણે મળી શકયો તે તેણે લીધો, અને નાના કલૉઝ આગળ ગયો. તેણે કહ્યું. "તમે મારી સાથે બીજી ઠગાઇ કીધી છે. પહેલાં મેં મારા બધા ઘોડાઓને મારી નાખ્યા, અને પછી મારી બમાઇને મારી નાખી, અને તેમાં બધો તમારો કસુર છે, પણ તમે વધારે વાર મને બેવકુફ બનાવી શકશો નહીં."

તેથી તેણે નાના કલૉઝને પકડયો, અને તેને પેલા કોઠળામાં હડસેલ્યો, જે તેણે એમ કહીને પોતાના ખમાં ઉપર લીધો, "હવે હું તમને નદીમાં ડુબાડી દઉં છું." તે નદી આગળ પહોંચવા આગમજ તેને ઘણે લાંબે સુધી ચાલવું પડયું, અને નાના કલૉઝને લઇ જવાનો કંઇ હલકો ભાર ન હતો રસ્તે જતાં દેવળ આવતું હતું. અને જ્યારે તેઓ પસાર થયા. ત્યારે તેઓ વાજીંત્ર વાગતાં સાંભળી શકયા. મોટા કલૉઝે દેવળના દરવાજા આગળ તે કોથળો નીચે મુકી દીધો, અને વધારે આગળ જવા આગમજ તેણે અંદર જઇને એક ભજન સાંભળવાનો વિચાર કીધો. નાના કલૉઝથી તે કોઠળામાંથી બહાર નીકળાય તેમ ન હતું, તેથી તે દેવળમાં ગયો.

નાનો કલૉઝ તે કોઠળામાં આમતેમ મરડાયો મોચડાયો પણ તેને જણાયું કે જે દોરીથી તે કોઠળો બાંધવામાં આવ્યો હતો, તે તેનાથી છુટી

શકે નહિ. તરતજ એક બુઢો ગોવાળીયો પોતાના હાથમાં એક મોટી લાકડી લઇને ત્યાંથી પસાર થતો હતો, કે જે લાકડી વડે તે ગાય અને બળદનું એક મોટું ટોળુ હાંકતો હતો. તેઓને તે કોઠળો જેમાં નાનો કલૉઝ હતો તેની ઠોકર લાગી, અને તેને ઉઠલાવી નાખી. તેણે નિસાસો નાખ્યો, "અરે ખોદા, હુ ઘણો જુવાન છું." હું જલદીથી મરી જાઉ છું" તે ગોવાળ્યો બોલ્યો. "અને હું બીચારો આટલો બુઢો છું, તે બહેશતમા જઇ શકતો નથી."

નાનો કલાઝ બોલ્યો, "તે કોઠળો ખુલો મારે બદલે તેમા ભરાઓ અને તમે જલદીથી ત્યાં જશો."

તે કોઠળો, જેમાંથી નાનો કલૉઝ ઝડપથી કુદકો મારી નીકળ્યો, તે ઉઘાડતો તે ગોવાળીયો બોલ્યો, "મારાં સઘળાં જીગરથી." જ્યારે તે બુઢો માણસ પેલા કોઠળામાં ગયો, ત્યારે તેણે કહ્યું, "તમે મારાં ઢોરોની સંભાળ લેશો?"

નાના કલૉઝે કહ્યું, "હા," અને તેણે તે કોઠળો બાંધી લીધો, અને બધી ગાયો અને બળદો લઇને તે ચાલી ગયો.

જ્યારે મોટો કલૉઝ તે દેવળમાંથી બહાર આવ્યો, ત્યારે તેણે તે કોઠળો લીધો, અને તેને પોતાના ખભા ઉપર મુકયો. તે વધારે હલકો થયલો જણાયો કારણ કે તે બુઢો ગોવાળીયો નાના કલૉઝ જેટલો અરધો પણ ભારે ન હતો.

તે બોલ્યો, "હવે તે કેટલો હલકો જણાય છે! અરે! એતો હું દેવળમાં જઇ આવ્યો તેને લીધે." તથા તે નદી આગળ ગયો, અને નાનો કલૉઝ ધારીને તે ગોવાળીયા સાથેનો કોઠળો પાણીમા નાખ્યો. તે બોલ્યો, "હવે ત્યાં પડી રહેજે. હવે તમે વધારે ઠગાઇ કરશો નહિ."

ત્યાર પછી તે ઘેર જવાને ફર્યો, પણ જ્યારે તે બે રસ્તાના સંગમ આગળ આવ્યો, ત્યારે ત્યાં નાનો કલૉઝ ઢોરોને હકારતો હતો. મોટો કલૉઝ બોલ્યો "એમ કેમ! મેં તમને ડુબાડી નહિ દીધા હતા?" નાના કલૉઝે કહ્યું, "હા તમે મને અરધો કલાક અગાઉ નદીમાં નાખી દીધો હતો."

મોટા કલૉઝે કહ્યું, "પણ તમે આ સઘળા સુંદર પશુઓ ક્યાંથી લાવ્યા?" નાના કલૉઝે કહ્યું, "આ પશુઓ ઢોરો છે. હું તમને બધી વાત કહીશ, અને મને ડુબાડી દેવાને માટે તમારો ઉપકાર માનુ છું. જ્યારે તમે મને નદીમાં નાખ્યો, ત્યારે હું તરતજ તળીયે ડુબી ગયો; પણ મને કંઇ ઇજા થઇ નહિ કારણ કે ત્યાં નીચે જે સુંદર નરમ ઘાસ ઉગે છે, તેના ઉપર પડયો; અને એ

પળમાં તે કોઠળો ઉઘડયો, અને એક સુંદર નાની કુમારિકા બરફ જેવો સફેદ ઝભો પહેરીને, અને પોતાના ભીના વાળમાં લીલાં પાંદડાના એક ગજરા સાથે મારી તરફ આવી. તેણીએ મારો હાથ પકડયો, અને કહ્યું, "નાના ક્લૉઝ, ત્યારે તમે આવ્યા છો, અને લેઓ આ થોડાંક ઢોર તમારો ધંધો શરૂ કરવાને માટે છે. આસરે એક માઇલ દુર રસ્તા ઉપર તમારે માટે બીજુ ઢોરનું ટોળું છે." ત્યાર પછી મેં જોયું કે જે લોકો દરિયામાં રહે છે તેઓને માટે નદીથી એક મોટો ધોરી રસ્તો બન્યો હતો. દરિયાથી તે જમીન સુધી જ્યાં નદીનો છેડો આવે છે, ત્યાં તેઓ અહીં તહીં ચાલતા હતા, અને ગ્છત્રામાં હંકારતા હતા. નદીનું તળીયું સૌથી સુંદર ફુલ અને ઘાસથી ભરેલું હતું. લોકો કેવાં ખુબસુરત હતાં, અને ટેકરા ઉપર અને ગામડાંઓમાં કેવા સુંદર ઢોરો ચરતાં હતાં!"

મોટો ક્લૉઝ બોલ્યો, "તમે કેવા નસીબવાળા માણસ છો! શું તમે એમ ધારો છો કે જો હું નદીને તળીયે જાઉં તો મને કાંઇ ઢોરો મળી શકશે?" નાના ક્લૉઝે કહ્યું, "હા, હું તેમ ધારૂં છુ; પણ હું તમને કોઠળામાં લઇ જઇ શકતો નથી, તમે જાઇએ તે કરતાં વધારે ભારી છો. તોપણ જો તમે ત્યાં પહેલા જાઓ, અને પછી કોઠળામાં ભરાઓ, તો હું તમને ઘણીજ ખુશીથી અંદર નાખીશ." મોટા ક્લૉઝે કહ્યું, "તમારો ઉપકાર થયો, પણ યાદ રાખજો કે જો મને નીચે કાંઇ ઢોર મળશે નહિ તો હું ઉપર આવીને તમને ખુબ મારીશ." જ્યારે તેઓ નદી તરફ ચાલ્યા, ત્યારે નાનો ક્લૉઝ બોલ્યો, "હવે તેને માટે એટલા બધા ઝનુની ના બનો." જ્યારે તેઓ તેની નજદીક પુગ્યા, ત્યારે ઢોરો કે જે ઘણા તરસ્યાં હતાં, તેઓ પાણી પીવાને નીચે દોડી ગયાં. નાના ક્લૉઝે કહ્યું, "જુઓ તેઓ કેટલી ઉતાવળમાં છે, તેઓ પાછાં નીચે જવાને ઇચ્છે છે." મોટા ક્લૉઝે કહ્યું, "ચાલ, મને મદદ કરો, ઉતાવળ કરો, નહિ તો તમને માર પડશે." તથા એક કોઠળો જે એક બળદની પીઠ ઉપર પડેલો હતો, તેમાં તે ભરાયો. તેણે કહ્યું, "અંદર એક પથર મુકો, નહિ તો કદાચ હું ડુબીશ નહિ." નાના ક્લૉઝે જવાબ આપ્યો, "તેને માટે કંઇ ઘણી ધારતી નથી;" તોબી તેણે તે કોઠળામાં એક મોટો પથર મુકયો, અને તેને મજબુત બાંધ્યો, અને તેને હડસેલા માર્યો. છપ દઇને અવાજ થયો. મોટો ક્લૉઝ અંદર પડયો, અને તરતજ નદીમાં ડુબી ગયો. નાના ક્લૉઝે કહ્યું, "મને ધારતી લાગે છે કે તેને કાંઇ ઢોર મળશે નહિ," અને પછી તે પોતાના જાનવરો ઘર તરફ હાંકી લઇ ગયો.

Covetous, *adj.* (કવેટસ) લોભી. Avaricious.
Trunk, *n.* (ટ્રંક) થડ. Stem. [I see.
Suspect, *v. t.* (સસ્પેક્ટ) વહેમ લાવવો. Doubt. L. *Sub. & Specio,*
Household, *n.* (હાઉસહોલ્ડ) કુટુંબ. Family. [flowed over.
Overflowed, *v. t.* (ઓવરફ્લોડ) પાણી ચઢયાં; ઉભરાયા. Spread over,
Log, *n.* (લૉગ) લાકડાનું ઠીમરૂં A large unhewn piece of wood.
Floated, *v. t.* (ફ્લોટેડ) ઘસડાઇ ગયું. Drifted along.
Hospitable, *adj* (હોસ્પિટેબલ) પરોણાગત કરનારો. Kind and
liberal to guests. L. *Hospes,* a guest.
Perceived, *v. t.* (પરસીવ્ડ) જોઇ. Saw. L. *Per,* & *capio,* I take.
Liberal *adj.* (લિબરલ) ઉદાર. Generous; open-handed.
Charitable, *adj.* (ચેરીટેબલ) સખી. Beneficent generous.
Entertained, *v. t.* (એનટરટેન્ડ) પરોણાગત કીધી Treated hospitably. L. *Inter,* & *teneo,* I hold.
Pilgrims, *n* (પિલગ્રિમઝ) જાત્રાળુઓ. Travellers to a holy
place. L. *Per,* & *ager,* field. [*terminus,* a limit.
Extremely, *ad.* (એકસટ્રીમલી) અતીશય. Exceedingly. L. *Ex,* &
Rattling sound, ખણખણાટ Clattering sound.
Split, *v. t.* (સ્પલીટ) ફાડયું. Cut. (Split, split, split.)
Rejoiced, *p. p.* (રીજાઇસ્ડ) ખુશી થઇને. Pleased. L *Re,* & *gaudium,* joy. [by outcries.
Lamenting, *pr. p.* (લેમેનટીંગ) વિલાપ કરતો. Expressing grief
By accident, દૈવયોગે. Accidentally; by chance. L. *Ad,* &
*cado,* I fall.
To mention, *inf.* (મેનશન) જણાવવું. To tell; to relate.
Object, *n.* (ઑબજેક્ટ) હેતુ. Aim. L. *Ob,* & *jacio,* I throw.
Host, *n.* (હોસ્ટ) યજમાન. One who entertains a guest. L.
*Hospes,* a guest. L., *Re,* & *flecto,* I bend.
Reflected *v. t* (રિફ્લેક્ટેડ) વિચાર કર્યો Considered deeply.
Title, *n.* (ટાઇટલ) હક. Right.

**Accordingly**, *ad.* ( ઍક્રરડિંગલિ ) એ ઉપરથી. Consequently; so.
**Addressing**, *pr. p.* ( ઍડ્રસિંગ ) Speaking to.
**Directed**, *v. t.* ( ડિરેક્ટેડ ) કહેવામાં આવ્યું. Told; ordered.
**Murmured**, *v. t.* ( મરમર્ડ ) બબડયો. Whispered. [back.
**To be restored**, *inf.* ( રિસ્ટોરડ ) પાછું આપવાને. To be given
**Wretched**, *adj.* ( રેચેડ ) કંગાળ. Miserable.
Infirm, *adj.* ( ઇનફર્મ ) અશકતો. Disabled persons.
**Preferred**, *v. t.* ( પ્રિફર્ડ ) પસંદ કીધું. Selected. L. *Pre*, & *fero*, I fear. [ dealed out. L. *Dis*, *tribuo*, I give.
Distributed, *v. t.* ( ડિસ્ટ્રિબ્યુટેડ ) વહેંચી આપ્યું. Divided among;

કોઇ એક સુથાર જે દરિયાની નજદીકના શહેરમાં રહેતો હતો, તે ઘણો લોભી અને ઘણો દુષ્ટ હતો. તેણે એક મોટી પૈસાની રકમ એકઠી કીધી હતી, અને તેને એક ઝાડના થડમાં મુકી હતી, કે જે થડ તેણે ચુલાની નજદીક મુકયું હતું અને તેને કદી નજર આગળથી ખસાડતો ન હતો. તે ધારતો હતો કે આના જેવી જગા ઉપર કોઇને વહેમ જશે નહિ; પણ એક રાત્રે એવું બન્યું કે જ્યારે તેના કુટુંબના બધાં ઉંઘાયા હતાં, ત્યારે દરિયો ઉભાઇને તેની સીમા ઉપરાંત પાણી ફરી વળ્યાં, તેના ઘરની તે બાજુ, જ્યાં તે લાકડાંનું ઢીમડું મુકેલું હતું, તે ભાંગી નાખ્યું, અને તે ઢીમડું ઘસડી ગયો. તે ઘણા માઇલ દુર તણાઇ ગયું, અને આખરે એક શહેર, કે જ્યાં એક ઘણો પરોણાગત કરનારો માણસ રહેતો હતો, ત્યાં જઇ પહોંચ્યું. આ માણસે સહવારે સકાળે ઉઠતાં, પાણીમાં તે ઝાડનું થડ જોયું, અને તેને ઉપયોગનું થઇ પડશે એવું ધારીને, તે ઘર લઇ આવ્યો. તે ઉદાર દયાળુ દીલનો માણસ હતો, અને ગરીબો તરફ ઘણો સખી હતો. એક દિવસ એવું બન્યું કે તેણે પોતાના ઘરમાં થોડાક જાત્રાળુઓની પરોણાગત કીધી; અને હવા ઘણીજ ઠંડી હોવાથી, તેણે બળતણને માટે તે ઢીમડું ફાડયું.

જ્યારે તેણે કુહાડી વડે બે ત્રણ ફટકા લગાવ્યા, ત્યારે તેણે કંઇ ખણખણાટ સાંભળ્યો; અને જ્યારે તેણે તે ઢીમડાના ફાડીને બે કડકા કર્યા, ત્યારે સોનાના સિક્કા જમીન ઉપર નીકળી પડયા. તે શોધથી ઘણોજ ખુશી થઇને, તેણે, તેનો ધણી કોણ હતો, તે જ્યાં સુધી તે શોધી કાઢે, ત્યાં સુધી એક સલામત જગામાં તે મુક્યા. હવે તે સુથારે, પોતાના પૈસા ખોહવા માટે પોકેપોક વિલાપ

કરો, તેની શોધમાં એક જગાએથી બીજી જગાએ મુસાફરી કીધી. અચાનક તે પેલા પરોણાગત કરનાર માણુસ, જેને તે થડ મળ્યું હતું, તેને ઘર આવી લાગ્યો. પોતાની શોધખોળનો હેતુ જણાવવાને તે ચુકયો નહિ; અને પેલો યજમાન, તે પૈસા તેના હતા, એમ સમજી જઇને, તેની ઉપર તેનો હક બરાબર હતો કે નહિ, તેનો બરાબર વિચાર કીધો. તે પોતાના મન સાથે બોલ્યો, "તે પૈસા તેને પાછા આપવા ખોદાની મરજી છે કે નહિ, તે હું સાબેત કરીશ." એ ઉપરથી તેણે ત્રણ કેક બનાવ્યાં, જેમાંના પહેલાંમાં તેણે મટોડી ભરી, બીજામાંમુવેલાં માણુસના હાડકાં ભર્યાં, અને ત્રીજામાં જે સોનાનો જથો તેણે તે થડમાં જડયો હતો, તે ભર્યો. તે સુથારને કહેતાં તે બોલ્યો, "મિત્ર, મારા ઘરમાંના સૌથી સરસ આટાના બનાવેલાં ત્રણ કેક આપણે ખાઇશું. તમારે જે ગમે તે પસંદ કરો." તે સુથારને જેમ કહેવામાં આવ્યું તેમ તેણે કીધું. તેણે તે કેક લીધાં, અને તેમનું પોતાના હાથમાં એક પછી એક વજન કરી જોયું, અને મટોડી સાથનું કેક વજનમાં સૌથી ભારે હતું, એમ જણાવાથી, તેણે તે પસંદ કીધું. તે વધુ બોલ્યો, "અને મારા માનવંત યજમાન, જો મને વધારે જોઇશે તો હું પેલું લઇશ," એમ કહીને હાડકાંવાળાં કેક ઉપર પોતાનો હાથ મુકયો. "ત્રીજું કેક તમારે પોતાને માટે રહેવા દેજો." તે યજમાન બબડયો, "મને ખુલ્લું જણાય છે, મને ખુલ્લું જણાય છે કે આ કંગાળ માણુસને તે પૈસા પાછા અપાવવાની ખોદાની મરજી નથી." તેથી ગરીબ, નાતવાન, આંધળાં અને લુલાંઓને બોલાવીને, તેણે તે સુથારની હાજરીમાં પેલું સોનું ભરેલું કેક ખોલ્યું, અને તેને કહ્યું, "તમે કંગાળ, કંજુસ, આ તમારૂં પોતાનું સોનું છે. પણ તમે તે મટોડી ભરેલું અને હાડકાં ભરેલું કેક પસંદ કીધું. તેટલા માટે મારી ખાતરી છે કે હું તમને તમારા પૈસા પાછા આપું એવી ખોદાની મરજી નથી." પછી તેણે તે બધા પૈસા ગરીબોમાં વહેંચી આપ્યા, અને તે સુથારને હાંકી કાઢયો.

## 16. THE MUNICIPAL COUNCIL.

**Municipal council,** શહેર સુધરાઇ ખાતાનું મંડળ. A body having the right of administering local government of a city.

**Attended,** *v. t.* (એટેન્ડેડ) જતા હતા. Were present at. L. [*Ad*, & *tendo*, I stretch.

**Form,** *n.* (ફૉર્મ) વર્ગ. Class.

**Local bar,** કુચપરવાનીપોરની કોર્ટ. koochperwanipore Court.

**Naturally**, *ad.* ( નૅચરલિ ) ખુદરતી રીતે. According to the usual course of things. L. *Natus*, born. [ I draw.

Attracted, *v. t.* ( ઍટ્રેક્ટેડ ) ખેંચ્યા. Drawn. L. *Ad*, & *traho*,

Elbows, *n.* (એલ્બોઝ) કોણી. The joint or bend of the arm.

Chairman, *n.* ( ચૅરમૅન ) પ્રમુખ. President.

Commissioner, *n.* ( કમીશનર ) અધિકારી. A person entrusted with authority. L. *Con*, & *mitto*, I send.

Projected, *v. t.* ( પ્રોજેક્ટેડ ) બહાર નીકળી આવેલો હતો. Jutted out. L. *Pro*, & *jacio*, I throw.

Drain, *n.* ( ડ્રેન ) ગટર. A water-course; a sewer.

Undoubted, *adj* ( અનડાઉટેડ ) બેશક. Certain; sure. L. *Un*, & *dubito*, I doubt.

Encroachment, *n.* ( એનક્રોચમેન્ટ ) વગર રજાએ અથવા બીજાની ઇમારત ઉપર ટરાપ પડે એવી રીતે કીધેલું બાંધકામ. An intrusion on the rights of others. [ *futis*, a pitcher

Refuses, *v. t.* ( રિફ્યુઝિઝ ) ના પાડે છે. Declines. L. *Re*, &

Agreed, *v. i.* ( ઍગ્રીડ ) એકમત થયો. Was of the same opinion L *Ad*, & *gratia*, favour. [ levers.

Crowbars, *n.* ( ક્રોબારઝ ) પરાઇઓ. Large iron bars used as

Levers, *n.* ( લીવરઝ ) લીવર; ખેંચતાણ સહેલું કરવાનું યંત્ર. A bar for transmitting and modifying force and motion.

Constables, *n.* ( કૉનસ્ટેબલ્ઝ ) કૉનસ્ટેબલો. Police officers of the lowest grade.

Veranda, *n.* ( વરંડા ) પરશાળ. An open roofed gallery adjoining a house, forming an outdoor sitting room.

Inspection, *n.* ( ઇનસ્પેક્શન ) તપાસ. Close examination. L. *In*, & *specio*, I see.

Sowcar, *n.* ( સાઉકાર ) સાહુકાર. Banker.

To encroach, *inf.* ( એનક્રોચ ) વગર રજાએ ઘુસવું. To be where one has no business to be.

**Objected**, *v t*. ( ઑબ્જેક્ટેડ ) વાંધો લઇ બોલ્યો. Opposed. L. *Ob*, & *Jacio*, I throw. [ house.
**Householder**, *n*. ( હાઉસહોલ્ડર ) ઘરવાળો. The owner of the
**To prevent**, *inf*. ( પ્રિવેન્ટ ) અટકાવવાને. To stop. L. *Pre*, & *venio*, I come.
**To remove**, *inf*. ( રિમુવ ) ખસાડવાને. To displace.
**To trouble**, *inf* ( ત્રબલ ) હેરાન કરવું. To harass.
**Appointed**, *p. p*. ( અપૉઇનટેડ ) નીમેલા. Placed in office.
**Welfare**, *n*. ( ઉવેલફૅર ) કલ્યાણ. Good. [ *habeo*, I have.
**Inhabitants**, *n*. ( ઇનહૅબિટંટ્સ ) રહેવાસીઓ. Dwellers. L. *In*, &
**To be elected**, *inf*. ( ઇલેક્ટેડ ) ચુંટી કાઢવા. To be chosen. L. *E*, & *lego*, I choose. [ ing to learning.
**Literary society**, વિદ્યાને લગતી મંડળી. An association pertain-
**Discuss**, *v. t*. ( ડિસ્કસ ) તકરાર ચલાવે છે. Reason upon.
**Affairs**, *n* ( અફેર્સ ) કામકાજ. Affairs.
**Decided**, *v. t*. ( ડિસાઇડેડ ) ઠરાવ ઉપર આવ્યા. Determined.
**Term**, *n*. ( ટર્મ ) મુદત. A definite period.
**At all events**, આખરે. In the end. L. *E*, & *venio*, I come.
**Carries out**, *v. t*. ( કૅરિઝ આઉટ ) અમલમાં મુકે છે. Puts into force.
**Remarked**, *v. t*. ( રિમારક્ડ ) ટીકા કીધા. Observed.
**Tax**, *n*. ( ટૅક્સ ) કર. A charge imposed by authority.
**In proportion to**, પ્રમાણમાં. According to. [versed in laws.
**Lawyers**, *n*. ( લૉયરઝ ) ધારાશાસ્ત્રીઓ. Those who are well-
**Salaries**, *n*. ( સૅલરિઝ ) પગાર. Recompense paid for services.
**Profession tax**, ધંધાદારીઓ ઉપર નાખેલો કર. Tax levied upon lawyers, physicians, teachers, clergymen, etc.
**Gently**, *ad*. ( જેન્ટલિ ) ધીમેથી. Slowly.
**Partly**, *ad*. ( પાર્ટલિ ) થોડું ઘણું. Somewhat. L. *pars*, a part.

Besides, *prep.* (બિસાઇડ્ઝ) ઉપરાંત. In addition to.
Lit, *p. p.* (લિટ) સળગાવેલા. Lighted, (Light, lit, lit.)
Maintains, *v. t.* (મેનટેનઝ) નીભાવે છે. Supports. L. *Manus*, the hand, & *teneo*, I hold. [money lent.
Interest, *n.* (ઇનટરેસ્ટ) વ્યાજ. Money paid for the use of

## 17. ALICE IN WONDERLAND.—I

Wonderland, *n.* (વન્ડરલૅંડ) અજાયબજેવો મુલક. Strange country.
Extract, *n.* (એક્સટ્રેક્ટ) કોઇ ચોપડીમાંથી લીધેલું લખાણ. Passage from a book. L *Ex*, & *trako*, I draw.
Celebrated, *adj.* (સેલીબ્રેટેડ) જાણીતી. Famous. [I stand.
Constantly, *ad.* (કૉનસ્ટંટલિ) હમેશા. Always, L. *Con*, & *sto*,
Caterpillar, *n.* (કેટરપિલર) કામળીયા. Long soft-bodied creatures with numerous legs in the first stage of a butterfly or moth.
Mushroom, *n.* (મશરૂમ) કુતરાની ટોપ. An edible fungus, which is a fleshy plant with a round flat top growing on a single stalk.
Hookah, *n.* (હુકાહ) હુક્કો. A vessel for smoking.
Addressed, *v. t.* (ઍડ્રેસ્ડ) કહ્યું. Spoke to.
Languid, *adj.* (લૅનગ્વિડ) ધીમા. Sluggish.
Encouraging, *adj.* (એનકરેજીંગ) ઉત્તેજન આપનારૂં. Cheering. L. *En*, *cor*, the heart, & *ago*, I drive. [I turn.
Conversation, *n.* (કૉનવરસેશન) વાત. Talk. L. *Con*, & *verto*,
Shyly, *ad.* (શાઇલિ) શરમાળપણે. Modestly.
Hardly, *ad.* (હાર્ડલિ) ભાગ્યેજ. Scarcely.
Sternly, *ad.* (સ્ટર્નલિ) ગુસ્સાથી. Angrily. [what you say.
Explain yourself, તમે જે બોલો છો તે સમજાવો. Make clear
I am not myself, હું શુદ્ધિમાં નથી. I am not in my senses.
Politely, *ad.* (પોલાઇટલિ) સભ્યતાથી. Courteously.

Confusing, *adj.* (કનફ્યુઝિંગ) ગુચવાડા ભરેલું. Puzzling. L. *Con*, & *fundo*, I pour. [ without life.
Chrysalis, *n.* (ક્રિસૅલિસ) કામડીઆની સુરત હાલત. Cater-pillars
Queer, *adj.* (ક્વિયર) નવાઇ જેવું. Odd; singular.
Contemptuously, *ad.* (કનટેમ્પટ્યુઅસલિ) ધિક્કારથી. Scornfully. L. *Con*, & *temno*, I despise.
Irritated, *p. p.* (ઇરિટેટેડ) ખીજવાયલી. Angry; vexed.
Remarks, *n.* (રિમાર્ક્સ) ટીકા. Observation.
Gravely, *ad.* (ગ્રેવ્લિ) ગંભીરાઇથી. Seriously. L. *Gravis*, heavy.
Puzzling, *adj.* ( પઝ્લિંગ ) ગુચવાડા ભરેલો. Confusing; perplexing. [ L. *Un*, & *placio*, I please.
Unpleasant, *adj.* ( અનપ્લેઝંટ ) નાખુશ. Disagreeable; sad.
Promising, *adj.* ( પ્રૉમિસિંગ ) સારી આશા આપનારૂં. Giving good hope. L. *Pro*, & *mitto*, I send.
Swallowing down her anger, પોતાનો ગુસ્સો દાબી દઇને. Pacifying her anger.
Puffed away, ફુગાઇ. Swelled with air. [ & *chole*, *bile*.
Melancholy, *adj.* (મેલેનકલિ) ઉદાસ. Sad. Gr. *Melan*, black
Incessantly, *ad.* (ઇનસેસંટલિ) ચાલુ. Continually.
Uncommonly, *ad.* (અનકૉમનલિ) અસાધારણ રીતે. Unusually.
Somersault, *n.* (સમર સૅાલ્ટ) ઉપર પગ ને નીચે માથું લાવીને મારેલી છલંગ Leap in which a person turns his heels over his head. L. *Super*, & *salio*, I leap.
Sage, *n.* (સેજ) ડાહ્યો માણસ. Wise man.
Supple, *adj.* (સપલ) વળે એવા. Easily bent.
Ointment, *n.* (ઑઇંટમેન્ટ) મલમ. A substance used for smearing or anointing.
Tougher, *adj.* (ટફર) વધારે ચીવટ. Not easily broken.
Suet, *n.* ( સુએટ ) ચરબી. Fat of animals used for food.

Argued, *v. t.* ( આરગ્યુડ ) તકરાર કીધી. Discussed about.
Muscular, *adj.* ( મસક્યુલર ) જબરૂં. Strong.
Balanced, *v. t.* ( બૅલન્સ્ડ ) સમતોલ રાખી. Supported on the nose so as to keep from falling.
Eel, *n.* ( ઈલ ) ઈલ માછલી. A kind of fish.
Awfully, *ad.* ( ઑફુલિ ) ઘણુંજ. Highly. [ted.
Don't give yourself airs. શેખી ના કરો. Do not be concei-
Stuff, *n.* ( સ્ટફ ) બાબદ. Matter.
Be off. ચાલી જાઓ. Go away.
Timidly, *ad.* ( ટિમિડલિ ) બીકણપણે. With fear. [another.
Altered, *p. p.* ( ઑલટર્ડ ) બદલાઇ ગયલા. Changed. L. *Alter*,
Decidedly, *ad.* ( ડિસાઇડિડલિ ) મક્કમપણે. Firmly.
Particular, *adj.* ( પરટિક્યુલર ) ચોકસ. Certain.
Contradicted, *p. p.* ( કૉન્ટ્રૅડિક્ટેડ ) સામે બોલવામાં આવેલું. Opposed; told the exact opposite of what some one else has said. L. *Contra*, & *dico*, I say. [ing angry.
She was losing her temper. મીજાજ ખોઈ દેતો. Was gett-
Content, *adj.* ( કન્ટેન્ટ ) સંતોષી. Satisfied.
Rearing, *pr. p.* ( રિઅરિંગ ) પાછળા પગે ઉભી થઇને. Standing up on hind legs. [not accustomed to it.
I am not used to it. મને તેમ કરવાનો મહાવરો નથી. I am
Piteous, *adj.* ( પિટિયસ ) દયા ઉપજાવવા જોગ. Pitiful.
Offended, *v. t.* ( ઑફેન્ડેડ ) ગુસ્સે થાય. Vexed. L. *Ob*, & *fendo*, I strike.
Patiently, *ad.* (પેશંટલિ) ધીરજથી. Calmly. L. *Patior*, I suffer.
Yawned, *v. i.* ( યૉન્ડ ) બગાસી ખાધી. Opened the mouth through drowsiness.
Merely, *ad.* ( મિયરલિ ) માત્ર. Simply.
It was out of sight, તે ગુમ થયો. It vanished.

## અજાયબીના મુલકમાં એલિસ—ભાગ પહેલો.

કામડિયા અને એલિસે એક બીજા તરફ થોડોક વખત સુધી ચુપકીદીથી જોયું. આખરે તે કામડિયાએ પોતાના મોંઢામાંથી હુકકો બહાર કાઢયો, અને સુસ્ત ઉંઘણુસી અવાજે તેણીને કહ્યું. તે કામડિયો બોલ્યો, "તમે કોણ છો?" વાત કરવાને માટે આ એક ઉતેજન આપનારી શરૂઆત હતી. એલિસે લગાર શરમાળપણે જવાબ આપ્યો, "સાહેબ, હાલ તરત તો હું ભાગ્યેજ જાણું છું. ઓછામાં ઓછું હું એટલું જાણું છું. કે આજે સહવારે હું ઉઠી હતી ત્યારે હું કોણ હતી, પણ હું ધારૂં છું કે ત્યાર પછી મારામાં ઘણી વાર ફેરફાર થયો હશે." તે કામડિયાએ ગુસ્સાથી કહ્યું, "એટલે શું? તમે બોલો છો તે સમજાવો!"

એલિસે કહ્યું, "સાહેબ, મને ધાસ્તી લાગે છે કે હું સમજાવી શકીશ નહીં, કારણ કે તમે જુઓ છો કે હું સુદ્ધિમાં નથી." તે કામડિયો બોલ્યો "હું જોતો નથી." એલિસે વધારે સભ્યતાથી જવાબ આપ્યો, "મને ધાસ્તી લાગેછે કે હું તે વધારે ખુલ્લી રીતે સમજાવી શકતી નથી; કારણ કે હું પોતે તે પહેલેથી સમજતી નથી, અને એક દીવસમાં એટલા બધાં જુદાં જુદાં કદમાં હોવું ઘણું ગુચવાડા ભરેલું છે." તે કામડિયાએ કહ્યું, "તે ગુચવાડા ભરેલું નથી."

એલિસે કહ્યું "ઠીક, કદાચ તમને તે હજી ગુચવાડા ભરેલું નહીં લાગ્યું હોય, પણ જ્યારે તમને કામડિયા પછીની સુસ્ત હાલતમાં આવવાનું છે ત્યારે તમે કોઇ દિવસ જાણુશો—અને ત્યાર પછી પંતગિયાની હાલતમાં આવશો, ત્યારે હું ધારૂં છું કે તમને જરા નવાઇ જેવું લાગશે, નહિ વારૂં?"

તે કામડયાએ કહ્યું, "જરા પણ નહિ."

એલિસે કહ્યું "ઠીક કદાચ તમારી લાગણીઓ જુદી હોય, જે સઘળું હું જાણું છું તે એ છે કે મને તે ઘણું નવાઇ જેવું લાગશે."

તે કામડિયાએ ધિક્કારથી કહ્યું "તમે! તમે કોણ છો?"

જેથી તેઓ પાછાં વાતની શરૂઆત તરફ આવી લાગ્યાં. તે કામડિયાના આ ઘણા ટુંકા ટીકા કરવાથી એલિસને જરા ખીજવાટ લાગ્યો, અને તેણી બરાબર ગોઠવાઇ, અને ઘણી ગંભીરાઇથી કહ્યું. "હું ધારૂં છું કે તમે કોણ છો તે તમારે પહેલા મને કહેવું જોઇએ." તે કામડિયાએ કહયું "કાંય?" અહિયા એક બીજો ગુચવાડા ભરેલો સવાલ હતો, અને ઍલિસને કાંઇ સાર

કારણ યાદ આવ્યું નહિ, અને તે કામડિયો મગજની ઘણી નાખુશ હાલતમાં જણાયો, તેથી તેણી ફરી ગઇ.

તે કામડિયાએ તેણીની પાછળ બુમ પાડીને કહ્યું, "પાછાં આવો, મારે કાંઇ અગત્યનું કહેવું છે!" આ ખચીત સારી આશા આપનારૂં લાગ્યું. એલિસ ફરી અને પાછી આવી. તે કામડિયાએ કહ્યું, "તમારા સ્વભાવને કાબુમાં રાખો."

એલિસે જેમ બને તેમ પોતાનો ગુસ્સો દાબી દઇને કહ્યું, "એટલુંજ કે?" તે કામડિયાએ કહ્યું, "નહિ." એલિસે ધાર્યું કે તેણીને બીજું કાંઇ કરવાનું ન હોવાથી તેણી થોભશે, અને કદાચ આખરે તે તેણીને કાંઇ સાંભળવા જોગ કહેશે. થોડીક પળ સુધી તે કાંઇ બોલવા વગર ફુલાયો, પણ આખરે તેણે પોતાના હાથો ખુલ્લા કીધા પોતાના મોઢાંમાંથી પાછો હુકો બહાર કાઢયો અને બોલ્યો, "ત્યારે તમે એમ ધારો છો કે તમે બદલાઇ ગયા છો, શું તમે એમ ધારો છો?" એલિસે કહ્યું "મને ધાસ્તી લાગેછે કે સાહેબ, હું બદલાઇ ગઇ છું. જેમ મને અગાઉ યાદ રહેતું હતું તેમ મને યાદ રહેતું નથી–અને હું દશ મિનિટ સુધી એકી વખતે તેજ કદ રાખતી નથી." તે કામડિયો બોલ્યો, "કઇ ચીજો યાદ રહેતી નથી?" એલીસે ઘણા શોકાતુર અવાજે જવાબ આપ્યો "ઠીક, મેં એમ કહેવાની કોશેશ કીધી છે. "નાની ઉદ્યોગી મધમાખી કેવી રીતે કરે છે, પણ તે તદ્દન જુદુંજ થઇ ગયું" તે કામડિયાએ કહ્યું, "બાવા ઉવિલિયમ, તમે બુઢા છો, એ બોલી જાઓ." એલિસે અદબ વાળી, અને બોલવા માડયું.—

તે જુવાન માણસે કહ્યું, "બાવા ઉવિલિયમ, તમે બુઢા છો, અને તમારા વાળ ઘણા સફેદ થઇ ગયાછે; અને તોબી તમે ચાલુ તમારા માથા ઉપર ઉભા રહો છો, શું તમે એમ ધારો છો કે તમારા ઘડપણમાં તે વાજબી છે?" ઉવિલિયમ બાવાએ પોતાના દીકરાને જવાબ આપ્યો, "મારી જુવાનીમાં હું બીતો હતો કે તે મગજને ઇજા કરશે, પણ હવે મારી પક્કી ખાત્રી છે કે મને કંઇ ઇજા થઇ નથી, કાંય, હું તેમ ફરી ફરીને કરૂં છું."

તે જુવાનિઆએ કહ્યું, "જેમ મેં અગાઉ કહ્યું તેમ તમે બુઢા થયા છો, અને ઘણાજ અસાધારણ જાડા થયા છો; તોબી તમે દરવાજા આગળ નીચે માથું અને ઉપર પગ લાવીને એક કુદકો માર્યો, મહેરબાની કરીને કહો કે તેનું કારણ શું?" તે ડાહયા માણસે પોતાના સફેદ ગુચ્છા હલાવીને

કહ્યું, મારી જુવાનીમાં મેં મારા બધા અવયવોને આ મલમથી કરીને ઘણા વળે એવા રાખ્યા—તે મલમની એક ડબીની કિંમત એક શિલિંગ છે, મને તમને એ ડબી વેચવા દેશો ?" તે જુવાનીઆએ કહયું, "તમે બુઢા છો, અને તમારાં જડબા એટલા તો નબલાં પડી ગયાં છે કે તમે ચરબી શિવાય કશી વધારે ચીજ ખાઇ શકો નહિ; તોબી તમે તે હંસને હાડકાં અને ચાંચ સુધાં સાફ કરી નાખ્યું (ખાઇ ગયા)—મહેરબાની કરીને કહો કે તમે તેમ કેવી રીતે કરી શકયા ?"

બાવાએ જવાબ આપ્યો, "મારી જુવાનીમાં હું કાયદાના અભ્યાસ પાછળ મંડયો હતો, અને દરેક બાબદમાં મારી બાયડી સાથે તકરાર ચલાવતો હતો; અને તેથી મારાં જડબાને જે સ્નાયુને લગતું જોર મળ્યું તે મારી બાકીની જીંદગી સુધી ટકી રહયું છે." તે જુવાનીઆએ કહયું, "તમે બુઢા થયા છો, કોઇ ભાગ્યેજ એમ ધારે કે તમારી આંખ હમેશના જેવી મજબુત હશે; તોબી તમે તમારાં નાકના ટેરવાં ઉપર એક બામ માછલાને ટેકવી હતી, તમે એટલા બધા હુશિયાર કેમ થયા ?" તેના બાપે જવાબ આપ્યો, "મેં ત્રણ સવાલોના જવાબો આપ્યા છે, અને તે પુરતા છે, શેખી ના કરો ! શું તમે એમ ધારો છો કે હું આખો દહાડો આવી વાત સાંભળ્યા કરૂં ? ચાલી જાઓ, નહિ તો હું તમને દાદર ઉપરથી લાત મારીને નીચે ઉતારીશ." તે કામડિયાએ કહ્યું, "તે વાજબી નથી."

એલિસે બીકણપણે જવાબ આપ્યો, "તદ્દન વાજબી નથી; કેટલાક શબ્દો ફેરવાઇ ગયા છે." તે કામડિયાએ મક્કમપણે કહયું, "તે પહેલેથી તે છેલ્લે સુધી ખોટું છે," અને થોડીક મિનિટ સુધી ચુપકીદી થઇ રહી. તે કામડિયો પહેલે બોલ્યો. તેણે પુછ્યું, "તમે કેટલાં કદના થવા માગો છો ?" એલિસે ઉતાવળથી જવાબ આપ્યો, "અરે, હું કદ વિષે ચોકસ નથી; તમે જાણોછો કે કોઇને એમ વારે ઘડીએ બદલાવા ગમતું નથી." તે કામડિયાએ જવાબ આપ્યો, "મને ખબર નથી." એલિસ કાંઇ બોલી નહિ. તેણીને અગાઉ કોઇવાર તેની આખી જીંદગીમાં તોડી પાડવામાં આવી ન હતી અને તેણીને લાગ્યું કે તેણી પોતાનો મીજાજ ખોહતી હતી. તે કામડિયાએ કહયું, "હવે તમે સંતોષ પામ્યા છો ?"

એલિસે કહયું, "ઠીક, જો તમે દરકાર નહિ કરો. મને જરા વધારે મોટું થવા ગમે છે. ત્રણ ઇંચ ઉંચા થવા એ તો કંગાળ ઉંચાઇ છે."

બોલતી વખતે પાછલે પગે ઉભો થઇને તે કામડ્યાએ ગુસ્સાથી કહયું,

" તે ખરેખર ઘણી સારી ઉંચાઇ છે; " (તે બરાબર ત્રણ ઇંચ ઉંચો થયો ).

બિચારી એલિસે દયા ઉપજાવવા જોગ અવાજે કાલાવાલા કરીને કહ્યું " મને તેવો મહાવરો નથી." અને તેણીએ પોતાના મન સાથે વિચાર કર્યો " હું ઇચ્છું છું કે પ્રાણીઓ એટલાં સહેલાઇથી ખીજવાય નહિ. "

તે કામડિયાએ કહ્યું, " વખત જતાં તમને તેનો મહાવરો પડશે," અને તેણે પોતાનાં મોંઢામાં હુકકો મૂકયો, અને પાછો હુકકો પીવા માંડયો. જ્યાંસુધી તેણે પાછું બોલવાનું પસંદ કર્યું, ત્યાં સુધી. આ વખતે ઍલિસ ધીરજથી થોભી. એક બે મિનિટમાં તે કામડિયાએ હુકકો પોતાના મોંઢામાંથી બહાર કાઢયો, અને એક બે વાર બગાસી ખાધી, અને પોતાનું શરીર હલાવ્યું. ત્યારપછી તે કુતરાની ટોપ ઉપરથી નીચે ઉતર્યો, અને ઘાસમાં ચાલી ગયો, અને જતી વખતે માત્ર એટલા ટીકા કરતો ગયો, " એક બાજુ તમને વધારે ઉંચી કરશે, અને બીજી બાજુ તમને વધારે ટુંકી કરશે. " ઍલિસે પોતાના મન સાથે વિચાર કર્યો, " શાની એક બાજુ, શાની બીજી બાજુ ? " જાણે કે તેણીએ મોટેથી પુછયું હોય, તેમ તે કામડિયો બોલ્યો, " કુતરાની ટોપની; " અને બીજી પળે તે ગુમ થઇ ગયો.

## 18. THE BURIAL OF SIR JOHN MOORE.

Clergyman, *n.* ( કલરજીમેન ) પાદરી. Priest. [ feeling.
Pathetic, *ad.* ( પૅથેટિક ) અસરકારક. Touching. Gr *Pathso*,
Ally, *n.* ( ઍલાઇ ) મિત્ર. Friend. L. *ad*, & *ligo*, I bind.
Embarked, *v. i.* ( એમબાર્કડ ) હંકારી ગયા. Sailed.
Vividness, *n.* ( વિવિડનેસ ) ઝમક. Liveliness. L. *Vivo*, I live.
Funeral note, *n.* ( ફયુનરલ નોટ ) મરણ ક્રીયાને લગતું ગીત. Song pertaining to the burial ceremony.
Corpse, *n.* ( કૉર્પસ ) મુડદું. The dead body of a human being. L. *Corpus*, a body. [ nna.
Rampart, *n.* ( રામપાર્ટ ) કિલ્લો. Wall of the fort of Coru-
Hurried, *v. t.* ( હરિડ ) ઉતાવળે લઇ ગયા. Took in haste.
Discharged, *v. t.* ( ડિસચાર્જડ ) ફોડી. Fired. [taking shot.
Farewell shot, *n.* ( ફૅરવેલ શૉટ ) છેલ્લી સલામનો ગોળો. Leave-

**At** dead of night, મધરાતે. At midnight.
**Sods**, *n.* ( સૉડ્ઝ ) મટોડી. ; જમીન. Earth.
**Bayonet**, *n.* ( બેયોનેટ ) બાગનેટો. A kind of short sword which can be fixed to the end of the rifle barrel.
**Struggly**, *adj.* ( અગલિં ) વાદળાંવાળી. Through the clouds.
**Misty**, *adj.* ( મિસ્ટિ ) ધુમસવાળી. Hazy.
**Dimly**, *ad.* ( ડિમલિ ) ઝાંખી રીતે. Faintly.
**Coffin**, *n.* ( કૉફિન ) મુડદાંને મુકીને દાટવાને માટેનો દાબડો. A case in which a dead human body is inclosed for burial.
**Enclosed**, *v. t.* ( એનક્લોઝ્ડ ) બંધ કરવામાં આવ્યું. Shut in. L. *In*, & *claudo*, I shut.
**Sheet**, *n.* ( શીટ ) ચાદર. A broad piece of cloth used for wrapping the body.
**Shroud**, *n.* ( શ્રાઉડ ) મુડદાંનો પોશાક. A garment for the dead.
**Martial**, *adj.* ( મારશિયલ ) લશ્કરી. Military. L. *Mars*, the god of war.
**Cloak**, *n.* ( ક્લોક ) ઝભ્ભો. Robe.
**Steadfastly**, *ad.* ( સ્ટેડફાસ્ટલિ ) એકી ટગરે. With a fixed look.
**Bitterly**, *ad.* ( બિટરલિ ) ગમગીનીથી. Sadly.
**Morrow**, *n.* ( મૉરો ) બીજો દિવસ. The following day.
**Hollowed**, *v. t.* ( હૉલોડ ) ખોદી. Dug.
**Narrow** bed, ઘોર. Grave.
**Lonely**, *adj.* ( લોનલિ ) એકાંત. Solitary.
**Pillow**, the soil on which he was resting.
**Tread** *v. i.* ( ટ્રેડ ) ચાલવું. Walk over. ( Tread, trod, trodden.
**Foe**,–The French.
**Billow**, *n.* ( બિલો ) મોજા. Large wave of the sea.
**Lightly**, *ad.* ( લાઇટલિ ) તુચ્છકારથી. With contempt.
**Spirit**, *n.* ( સ્પિરિટ ) આત્મા. Soul. L. *Spiro*, I breathe.
**Upbraid**, *v. t.* ( અપબ્રેડ ) દોષ દેશે. Scold ; rebuke.

Reck, *v. t.* ( રેક ) દરકાર કરવી. Care.
If they let him sleep on–if they do not disturb him in [his grave.
Retiring, *ger.* ( રિટાયરિંગ ) પાછા જવાનો; હટી જવાનો. Going back; retreating.
Random gun, તાંક્યા વગર ફોડેલી તોપ. Cannon fired without [aim.
Sullenly, *ad.* ( સલનલિ ) ગુસ્સાથી. Angrily.
Fame, *n.* ( ફેમ ) ખ્યાતિ. Glory.
Gory, *adj.* ( ગોરિ ) લોહીથી ખરડાયલી. Covered with gore or [clotted blood.
Carved, *v. t.* (કાર્વ્ડ) કોતર્યો Engraved.

## સર જોન મુરની કબર.

જ્યારે હમે તેનું મુડદું કિલ્લા તરફ ઉતાવળે લઇ ગયા, ત્યારે પડઘમનો અવાજ અથવા તો મરણ ક્રિયાના ગાયણનો અવાજ સંભળાયો નહિ; જે ઘોરમાં હમે હમારા શુરવીરને દાટયો ત્યાં એક પણ સિપાઇએ પોતાની છેલ્લી સલામની તોપ ફોડી નહિ. હમારી બાગનેટોથી જમીન ખોદીને ચંદ્રની ધુમસવાળી રોશનીના કીરણથી, અને ઝાંખા બળતાં ફાણસની મદદથી હમોએ તેને મધરાતે અંધારામાં દાટયો. તેની છાતી ઢાંકવાને કાંઇ નકામો દાબડો ન હતો, અથવા તો તેને હમે ચાદર કે ઝભ્ભામાં વીટાળ્યો નહિ; પણ તે પોતાના લશકરી પોશાક સાથે આરામ લેતો એક લડવૈયાની માફક સુતો. હમોએ જે બંદગી કીધી તે ઘણીજ થોડી અને ટુંકી હતી, અને હમે દલગીરીનો એક શબ્દ પણ બોલ્યા નહિ; પણ તે મરણ પામેલાના ચહેરા તરફ હમે એકી નજરે ટીકી ટીકીને જોયું અને આવતી કાલ વિષે ગમગીનીથી વિચાર કર્યો. જ્યારે હમે તેની ઘોર ખોડી અને તેનો એકાંત તકીયો લીસો કીધો ત્યારે હમે વિચાર્યું કે દુશમન અને પરદેશી તેના માથા ઉપરથી ચાલશે, અને હમે દરિયામાં દૂર હોઇશું. જે આત્મા મરણ પામ્યોછે તેને માટે તેઓ તુચ્છકારથી બોલશે, અને તેની ઠંડી મટ્ટીને દોષ દેશે; પણ જે ઘોરમાં એક બ્રિટને તેને દાટયોછે, ત્યાં જો તેઓ તેને ઉંઘવા દેશે તો તે કંઇ દરકાર કરશે નહિ, પણ જ્યારે પાછા ફરવાનો ટકોરો પડયો, ત્યારે હમારૂં શોકાતુર કામ અરધું અરધ પુરૂં થઇ રહયું; અને દુશમન જે દૂરથી તાંકયા વગર તોપ ફોડતો હતો તેનો અવાજ હમે સાંભળ્યો. તેની તરતની મેળવેલી કિર્તીના લોહીથી ખરડાયલાં લડાઇના મેદાનમાંથી હમે

તેને ધીમે રહીને અને દલગીરીથી ધાટયો; હમે એક લીટી પણ કાતરી નહિ, અને એક પથ્થર પણ ઉભો કીધો નહિ, પણ તેની કિર્તી સાથે તેને એકલો રહેવા દીધો.

## 19. ALICE IN WONDERLAND— II.

**Make out**, *inf.* (મેક આઉટ) સમજવાને. Understand. [make.
**Perfectly**, *ad.* (પરફેક્ટલિ) તદ્દન. Quite L. *Per*, & *facio*, I
**Stretched**, *v. t.* (સ્ટ્રેચ્ડ) લાંબા કીધા. Extended.
**Nibbled**, *v. t.* (નિબલ્ડ) કરડી. Bit.
**Effect**, *n.* (ઇફેક્ટ) અસર. Result. L. *E*, & *facio*, I do.
**Violent**, *adj.* (વાયોલંટ) જબરો. Very hard. L. *Vis*, force.
**Chin**, *n.* (ચિન) હડપચી. The lower extremity of the face below the mouth.
**Frightened**, *v. t.* (ફ્રાઇટન્ડ) બીધી. Terrified.
**Shrinking**, *v. i.* (શ્રીંકિંગ) પાતળી થતી હતી. Shrivelling.
**Rapidly**, *ad.* (રેપિડલિ) ઝડપથી. Fast. L. *Rapio*, I seize.
**To swallow**, *inf.* (સ્વૉલો) ગળી જવું. Ingulf.
**Morsel**, *n.* (મૉરસલ) ખુક. Mouthful. L. *Mordes*, I bite.
**Immense**, *adj.* (ઇમેન્સ) અતિશય મોટી. Very large. L. *In*, & *metior*, I measure.
**Stalk**, *n.* ( સ્ટૉક ) થડ. Stem.
**Serpent**, *n.* ( સરપંટ ) સાપ. Snake, L. *Serpo*. I, creep.
**Curving**, *ger.* ( કરવિંગ ) વાળવું. Bending so as to form part of a circle.
**Graceful**, *adj.* ( ગ્રેસફુલ ) શોભીતી. Nice. L. *Gratia*, favour.
**Zigzag**, *n.* ( ઝિગઝૅગ ) આડી અવળી લીટી. Line constantly broken by sharp changes of direction.
**To dive**, *inf.* ( ડાઇવ ) પડવું. Plunge.
**Pigeon**, *n.* ( પિજન ) કબુતર. Dove. [ & *dignus*, worthy.
**Indignantly**, *ad.* ( ઇનડિગનંટલિ ) ગુસ્સાથી. Angrily. L. *In*.

Subdued, *adj.* ( સબ્ડ્યુડ ) દબાયલા. Pressed. L. *Sub*, & *duco*. I lead.
Puzzled, *v. t.* ( પઝલ્ડ ) ગુચવાઇ. Perplexed.
Hatching, *ger.* ( હૅચિંગ ) સેવવા. Producing young from [eggs.
On the look-out, સાવધ. Cautious.
Wink of sleep, આંખ સાથે આંખ લાગવી. The slightest sleep.
Annoyed, *v. t.* ( ઍનૉયડ ) ગુસ્સે થયા Vexed.
Needs, *ad.* ( નીડ્ઝ ) જરૂર. Necessarily.
Wriggling, *pr. p.* ( રિગલિંગ ) આમ તેમ વળ ખાતા. Twisting [to and fro.
Ugh, *interj.* ( ઊ ) An exclamation of disgust, or horror.
To invent, *inf.* ( ઇનવેન્ટ ) શોધી કાઢવું. Find out. L. *In* &, *venio*, I come.
Likely, *adj.* ( લાઇક્લિ ) બનવાજોગ. Probable.
Contempt, *n.* ( કનટેમ્પટ ) ધિક્કાર. Hatred. L. *Con*, & *teneo*, [ I despise.
Denying, *ger.* ( ડિનાઇંગ ) નામકર જવું. Saying no. L. *Dem* & *nego*, I say no.
Opportunity, *n.* ( ઑપૉર્ચ્યુનિટિ ) તક. Chance.
What does it matter to me, મને તેની દરકાર નથી. I don't [care.
Raw, *adj.* ( રૉ ) કાચા. Not cooked.
Sulky, *adj.* ( સલ્કિ ) ગુસ્સા ભરેલા. Angry.
Crouched, *v. i.* ( ક્રાઉચ્ડ ) વાંકા વળી. Slooped low.
Entangled, *p. p.* ( ઍનટૅનગલ્ડ ) ભેરવાયલાં. Twisted and intri- [cated.
Every now and then, વારંવાર. Often.
Untwist, *inf.* ( અનટ્વિસ્ટ ) ઉકેલવું. Untie.

## અજાયબીના મુલકમાં એલિસ—ભાગ બીજો.

ઍલિસે એક પળ સુધી તે કુતરાના ટોપ તરફ તેની બે બાજુઓ કઇ હતી તે સમજવાને ગંભીરાઇથી જોયું, અને તે તદન ગોળ હતી, તેથી તેણીને આ ઘણો મુશ્કેલ સવાલ લાગ્યો, તોપણ આખરે તેણીએ પોતાના હાથ જેટલા બને તેટલા તેની આસપાસ લાંબા કીધા, અને દરેક હાથે તેના કિનારીનો એક

ટુકડો કરડયો. તેણી પોતાના મન સાથે બોલી, "કયો ડાબો અને કયો જમણો" ? અને તેની અસર તપાસવાને જમણી ગમનો જરા ટુકડો કરડયો. બીજી પળે તેણીની હડપચીની હેઠે તેણીને એક જબરો ફટકો લાગ્યો. તે તેણીના પગને લાગ્યો. આ ઘણા ઓચિંતા ફેરફારથી તેણી ઘણીજ બીધી, પણ તેણીને લાગ્યું કે કંઇબી વખત ખોવાનો નથી, કારણકે તેણી ઝડપથી પાતળી થતી જતી હતી તેથી તેણી બીજો થોડોક ટુકડો એકદમ ખાવા મંડી. તેણીની હડપચી તેણીના પગ સામે એટલી તો નજદીક દબાઇ કે મોઢું ઉઘાડવાને ભાગ્યેજ જગા હતી. પણ આખરે તેણીએ મોઢું ઉઘાડયું, અને ડાબી ગમનો ટુકડાનો એક બુક ગળી જવાની કોશેશ કીધી. ઍલિસે ખુશાલીના અવાજે કહ્યું, "ચાલ, મારૂં માથું આખરે છુટું થયું છે," જે ખુશાલી બીજી પળે, જ્યારે તેણીને માલમ પડયું કે તેણીના ખભાં કહેંબી જણાતાં નથી, ત્યારે ધાસ્તીમાં ફેરવાઈ ગઈ; જ્યારે તેણીએ નીચે જોયું, ત્યારે જે સઘળું તેણી જોઈ શકી, તે ઘણીજ લાંબી ગરદન હતી, કે જે, લીલાં પાંદડાંનો જે દરિયો તેણીની છેક નીચે પડેલો હતો, તેમાંથી એક સાંથાની માફક ઉગતી દેખાઈ. ઍલિસ બોલી, "આ સઘળી ચીજ શું હશે ? અને મારાં ખભાં કયાં ગયાં હશે ? અને અરે મારા બિચારા હાથો, એમ કેમ કે હું તે જોઈ શકતી નથી !" જ્યારે તેણી બોલતી હતી, ત્યારે તેણી તે હાથોને આમ તેમ હલાવતી હતી, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ, શિવાય કે દુરના લીલાં પાંદડામાં જરા હીલચાલ થઈ. તેણીના હાથ તેણીના માથા સુધી લઈ જવાની કંઈ પણ તક દેખાઇ નહિ, તેથી તેણીએ પોતાનું માથું તે હાથ આગળ લાવવાની કોશેશ કરી, અને તેણીની ગરદન એક સાંપની માફક કોઈબી દીશાએ સહેલાઈથી વળી શકશે, એમ જ્યારે તેણીને માલમ પડયું, ત્યારે તેણી ખુશી થઈ. તેણી તે ગરદનને સુંદર રીતે આડી અવળી વાલવામાં હમણાજ ફતેહ પામી હતી, અને તેણી પાંદડાંમાં કુદકો મારવા જતી હતી, કે જે પાદડાં, જે ઝાડની હેઠળ તેણી રખડતી હતી, તે ઝાડનાં મથાળાં શિવાય બીજુ કંઇ ન હતું એમ તેણીને માલમ પડયું એટલામાં એક ઓચિંતા સણુસણાટથી તેણી ઉતાવળમાં પાછી હટી ગઇ; એક મોટું કબુતર તેણીના ચેહરા પર ઉડી આવ્યું, અને તેણીને પોતાની પાંખોથી જોરમાં મારતું હતું. તે કબુતરે ચીચીયારી પાડી, "સાપ !"

ઍલિસે ગુસ્સાથી કહયું, "હું સાપ નથી ! મને છેડો ના !"

તે કબુતર પાછું બોલ્યું, પણ વધારે ધીમા અવાજે બોલ્યું, “ હું પાછું બોલું છું કે સાપ ! અને એક જાતના ડચકાં સાથે વધુ બોલ્યું ” મેં દરેક રીતે કોશેશ કરીછે, અને કશું પણ તેઓને અનુકુલ થતું જણાતું નથી. ”

ઍલિસે કહ્યું “ તમે શું બોલોછો તેનો મને સહેજબી ખ્યાલ આવતો નથી. ” તે કબુતરે તેણીના બોલવા ઉપર ધ્યાન આપ્યા વગર બોલવાનું ચાલુ રાખ્યું, “ મેં ઝાડના મુળીયાં અજમાવી જોયાં, મેં કિનારાઓ અજમાવી જોયાં, મેં ઝાડીઓ અજમાવી જોઇ; પણ તે સાપો ! તેઓ કશાંથી રાજી થતા નથી. ”

ઍલિસ વધારે ને વધારે ગુચવાઇ, પણ તેણીએ ધાર્યું કે તે કબુતર બોલવાનું પુરું કરે ત્યાંસુધી કાંઇ વધારે બોલવાનું નકામું હતું. તે કબુતર બોલ્યું, “ જાણે કે ઇંડા સેવવામાં કાંઇ મહેનત પડતીજ નથી; પણ મારે રાત દહાડો સાપથી સાવચેત રહેવું જોઇએ. કાંય, આ ત્રણ અઠવાડિયાં થયાં મને આંખ સાથે આંખ લાગી નથી !” ઍલિસ, જેને હવે તેની મતલબ સમજ પડવા માડતી હતી, તે બોલી, “ હું ઘણી દલગીર છું કે તમે ગુસ્સે થયાં છો.”

તે કબુતરે જ્યાંસુધી ચીચીયારી પાડી ત્યાંસુધી પોતાનો અવાજ મોટો કરતાં બોલવાનું ચાલું રાખ્યું, “ જેવું મેં જંગલમાંનું સૌથી મોટું ઝાડ લીધું, અને જેવું હું ધારતું હતુ કે આખરે હું તેઓથી મોકળું થયું, તેવાજ તેઓ આકાશ ઉપરથી જરૂર વળ ખાતા નીચે આવેછે ! અરે, સાપ !” ઍલિસે કહ્યું, “ પણ હું તમને કહું છું કે હું એક સાપ નથી ! હું એક—” હું એક— તે કબુતર બોલ્યું “ ઠીક, તમે કોણ છો ? મને જણાય કે તમે કંઇ શોધી કાઢવાની કોશેશ કરો છો ” તે દિવસે જે સંખ્યાબંધ ફેરફારો તેણીનામાં થયા હતા, તે યાદ કરીને ઍલિસે લગાર શકથી કહયું, “ હું – હું એક નાની છોકરી છું. ” તે કબુતરે અત્યંત ધિક્કારના અવાજે કહયું, “ ખરેખર એક બનવા જોગ વાત છે. મેં મારા વખતમાં ઘણીક છોકરીઓ જોઇ છે, પણ આવી ગરદનવાળી કોઇ છોકરી જોઇ નથી ! નહિ, નહિ, તમે સાપ છો; અને તે નામકર જવામાં કઇ કામનું નથી. હું ધારૂં છું કે તમે મને પછી કહેશો કે તમે કદી ઇંડું ચાખ્યું નથી !” ઍલિસ, જે સાચું બોલનારી છોકરી હતી તે બોલી, “ મેં ખચીત ઈંડાં ચાખ્યાં છે, પણ તમે જાણોછો કે સાપની માફકજ નાની છોકરીઓ ઈંડાં ખાયછે ”.

તે કબુતરે કહયું. “ હું તે માનતું નથી; પણ જો તેઓ ઈંડાં ખાતાં

હોય, તો તેઓમાંની એક જાતનાં સાપ છે, એટલુંજ હું કહી શકું છું." આ ઍલિસને માટે એક એવો નવો વિચાર હતો કે તેણી એક બે પળ સુધી તદ્દન ચુપ રહી, જેથી તે કબુતરને વધુ બોલવાની તક મળી, "તમે ઈંડાંની શોધમાં છો, હું તે પુરતી સારી રીતે જાણું છું; અને તમે સાપ હોય કે નાની છોકરી હોય તેની મને શું કનવાર છે?" એલિસે ઉતાવળમાં કહ્યું, "મને તેની ઘણી કનવાર છે; પણ જેમ બને તેમ હું ઈંડાં શોધતી નથી, અને જો હું શોધતી હોઉં તો મને તે કાચાં ગમતાં નથી".

તે કબુતર પોતાના માળામાં પાછું બેઠું ત્યારે ગુસ્સા ભરેલા અવાજે કહ્યું, "ઠીક, ત્યારે ચાલી જાઓ." ઍલિસ જેમ બને તેમ ઝાડીમાં વાંકી વળી, કારણ કે તેણીની ગરદન ડાંખળીઓમાં ભેરવાતી ગઈ, અને વારંવાર તેણીને ઉભી રહીને તેને છુટી કરવી પડતી હતી. થોડાક વખત પછી તેણીને યાદ આવ્યું કે તેણીના હાથમાં કુતરાની ટોપનો એક ટુકડો હતો, અને જ્યાં સુધી તેણી પોતાને રામેતાની ઉંચાઇએ લાવવામાં ફતેહ પામી ત્યાંસુધી તેણી પહેલાં એક ટુકડો પછી બીજો ટુકડો કરડતી અને કોઇ વાર વધારે ઉંચી થતી, અને કોઈ વાર વધારે ઠુંકી થતી સંભાળથી કામપર મંડી.

## 20. PLAGUE PREVENTION.

**Plague,** *n.* ( પ્લેગ ) મરકી. Pestilence.

**Prevention,** *n.* ( પ્રિવેનશન ) અટકાવ. Act of stopping. L. *Pre,* & [*venio,* I come.

**Fancy,** *v. t.* ( ફૅનસી ) વિચાર કરો Imagine.

**Filthy,** *adj.* ( ફિલ્થિ ) ઘણોજ ગંદો. Exceedingly dirty.

**Does not mind,** *v. t.* ( માઈન્ડ ) દરકાર કરતો નથી. Does not care.

**Nonsense,** *v.* ( નૉનસેન્સ ) બેહુંદું બોલવું. That which has no [meaning.

**Either,** *ad.* ( આઇધર ) વળી. Also.

**Drain,** *n.* ( ડ્રેન ) ગટર. Sewer; water course.

**It matters,** તે દરકાર કરવા જોગ છે. It is worth taking notice.

**Outbreak,** ( આઉટબ્રેક ) એકાએક ફાટી નીકળવું. Sudden bursting.

**Fountain-pen,** *n.* ( ફાઉનટન-પેન ) શાહીવાળી કલમ. A pen with

a reservoir in the handle which furnishes a supply [of ink.
Accordingly, *ad.* ( ઍકૉરડિંગલિ ) એ ઉપરથી. So.
Alarmed, *p. p.* ( ઍલાર્મ્ડ ) બીધેલો. Frightened.
Lit, *v. t.* ( લિટ ) સળગાવી Lighted. ( light, lit, lit. )
Sweeper, *n.* ( સ્વીપર ) ઝાડુ કાઢનાર. Scavenger.
District, *n.* ( ડિસ્ટ્રિક્ટ ) પરગણું A division of a province. L. *Dis*, & *stringo*, I draw tight. [the appointed time.
Punctual, *adj.* ( પંક્ચુઅલ ) વખતસર આવનાર. Appearing at
Conversation, *n.* ( કૉનવરસેશન ) વાત. Talk, *Con*, & *verto*, I turn. [serious.
Seriously, *ad* ( ( સિરિયસલિ ) ગંભીરાઇથી. Gravely. L. *Serius*,
Laboratory, *n.* ( લૅબોરેટરિ ) રસાયણશાસ્ત્રને લગતાં અખતરા કરવાનું મકાન. A place devoted to the experiments in science.
Subjects, *n.* ( સબજેક્ટસ ) બાબદ. Anything that is being studied. L. *Sub*, & *jacio*, I throw. [& *video*, I see.
Evidently, *ad.* ( એવિડન્ટલિ ) દેખીતી રીતે. Apparently. L. *E*,
Disturbed, *v. t.* ( ડિસ્ટર્બ્ડ ) બેચેન. Uneasy.
Surgeon, *n.* ( સરજન ) શસ્ત્ર વૈદ. One who cures diseases by manual operation. gr. *Cheir*, the hand, & *ergon*, work.
Posted, *v. t.* ( પોસ્ટેડ ) નીમવામાં આવ્યો છે. Appointed; placed.
Stupid, *adj.* ( સ્ટયુપિડ ) મુર્ખ. Foolish. L. *Stupeo*, to be struck senseless. [seize.
Apprehension, *n.* ( ઍપ્રિહેનશન ) ફિકર. L. *Ad*, & *prehendo*, I
Possibility, *n.* ( પૉસિબિલિટિ ) સંભવ. Probability.
Report, *v. t.* ( રિપૉર્ટ ) ખબર આપવી. Give notice. L. *Re*, & *porto*, I carry.
Infected, *v. t.* ( ઇનફેક્ટેડ ) ચેપ લાગુ પડેલો. Made subject to plague. L. *In*, & *facio*, I do. [erally poisonous.

**Fleas**, *n.* ( ફ્લીઝ ) ચાંચડ. Insects the bite of which is ger
**Suck**, *v. t.* ( સક ) ચુસે છે. Draw in. [ a mar
**Human being**, *n.* ( હ્યુમન બિઈંગ ) આદમી Man. L. *Hom*
**Minute**, *adj.* ( માઈન્યુટ ) બારીક. Tiny.
**Microscope**, *n.* ( માઇક્રોસકોપ ) સુક્ષ્મ દર્શક યંત્ર. An optic instrument for making an enlarged image of an ob ject. Gr. *Micro*, small, & *skopio*, I see.
**Broke in**, *v. t.* ( બ્રોક ઈન ) વચમાં બોલી ઉઠયો. Interrupted.
**Germs**,( જર્મ્ઝ ) જીવડાં. The earliest form of an organism
**Mostly**, *ad.* ( મોસ્ટલિ ) ઘણું ખરૂં. For the most part.
**Rat-Infested**, *adj.* ( રૅટ-ઈનફૅસ્ટેડ ) ઉંદરના ઠરેરાવાળું. Frequente and molested by rats. L. *In*, & *fendo*, I strike.
**Likely**, *adj.* ( લાઇકલિ ) બનવા જોગ. Probable. [*struo*, I buil
**Destructive**, *adj.* ( ડિસ્ટ્રકટિવ ) નાશકારક. Ruinous. L. *De*,
**Overcrowded**, *v. t.* ( ઓવરક્રાઉડેડ ) ગીચ વસ્તીવાળા. Dense populated. [ where a hot climate prevail
**Tropical**, *adj.* ( ટ્રૉપિકલ ) ગરમ દેશનું. Pertaining to countri
**Sanitation**, *n.* ( સૅનિટેશન ) તંદુરોસ્તી જાળવવી. Preserving he lth. L. *Sanus*, healthy.
**Means**, *n.* ( મીનઝ ) ઉપાય. Remedy.
**Inoculation**, *n.* ( ઇનૉક્યુલેશન ) રસી મુકાવવી. Inserting infec ious matter in the flesh. L. *In*, & *ocu'us*, an eye.
**Fluid**, *n.* ( ફ્લુઇડ ) પ્રવાહી. Liquid.
**Inoculated**, *p. p.* ( ઇનોક્યુલેટેડ ) રસી મુકાવેલા. Having insert infectious matter in the blood.
**Evacuation**, *n.* ( ઇવૅક્યુએશન ) ખાલી કરી જવું. Act of remo ing. L. *E*, & *vacuus*, empty.
**Elsewhere**, *ad.* કોઇ બીજે ઠેકાણે. In some other place.
**Thoroughly**, *ad.* ( થરલિ ) સંપુર્ણ રીતે. Completely.

Disinfected, *v. t.* ( ડિસઇનફેક્ટેડ ) ચેપથી મોકળું કરવામાં આવે છે. Freed from infectious or contagious matter. L. *Dis*, *in*, & *facio*, I do.

Evacuated, *v. t.* ( ઇવૅક્યુએટેડ ) ખાલી કરવામાં આવે છે. Made empty.

Troublesome, *adj.* ( ટ્રબલસમ ) મહેનત ભરેલું Giving trouble.

Inconvenient, *adj.* ( ઇનકનવીનિયંટ ) અગવડ ભરેલું. Not suitable.

A large proportion, મોટું પ્રમાણ A greater number.

Camping, *ger.* ( કૅમપિંગ ) જઇને રહેવું. Going to live,

## ૨૦. મરકીનો અટકાવ.

એક સહવારે ગોપાળ અને નારાયણ પોતાના બાપ સાથે પરશાળમાં બેઠા હતા. એવામાં તેઓએ એક છોકરાને ત્રણ મુવેલા ઉંદરોને પુછડીમાંથી પકડીને રસ્તા પરથી લઇ જતા જોયા. નારાયણ બોલ્યો, "આવી રીતે મુવેલા ઉંદરોને લઇ જવું એનો ખ્યાલ કરો ! હું તો આવી ગંદી ચીજને હાથ નહિ લગાડું." ગોપાળે કહ્યું "તે છોકરો તેમ કરવાને કંઇ પરવા કરતો નથી, કારણ કે પોલિસના થાણે તેઓ દરેક ઉંદરની પુછડીને માટે એક આનો આપે છે." નારાયણે કહ્યું, "બેહુદું ! એક મુવેલા ઉંદરની પુછડીને માટે, કે મુવેલા ઉંદરને માટે, અથવા જીવતા ઉંદરને માટે વટીક કોઇ એક આનો આપે નહિ." ગોપાળે કહયું, "જોકે તેઓ તેમ આપે છે; આપણા ઝાડુ કાઢનારે મને કહયું કે તેણે બે ઉંદર પકડયા તેને માટે તેને બે આના તેઓએ આપ્યા હતા." તેના બાપે કહયું, "તેને તેઓને કયાંથી પકડયા ? હું આશા રાખું છું કે મારા ઘરમાંથી પકડયા નથી." ગોપાળે કહયું, "નહિ, બાવા, તેઓ તેના ઘરની નજદીકની ગટરનાં હતા. પણ તમે તેને અંહિથી પકડવાને કાંય નથી કહેતા ?" જો ઘરમાં ઉંદર હોય તો તેઓને તે પકડે તે હું પસંદ કરૂં; પણ ઘરમાં કંઇબી ઉંદર ન હોય તે મને એથાબી વધારે ગમે." નારાયણે કહયું, "પણ બાવા, ઘરમાં ઉંદરો તો હમેશા હોય છે. અને હું કંઇ જોતો નથી કે તેની પરવા કરવી ; તેઓ આપણને કરડતા નથી,અને તેઓ આપણને જોતાંને વાર નાશી જાય છે." તેના બાપે કહયું, "તેને માટે ઘણીજ ચિંતા કરવાની છે, કારણકે ઉંદરો એક ઘરમાં મરકી લાવે છે." નારાયણે કહયું, "એમ કેમ બને ? શું તેઓને મરકી થયલી હોય છે ?" તેના બાપે

કહ્યું " ખરેખર, તેઓને મરકી લાગુ પડેલી હોય છે; તેઓ વારંવાર મરકીથી મરણ પામે છે; મરકી ફાટી નીકળવાની પહેલી નીશાની ઉંદરનું મરી જવું હોય છે; એને કેટલીક વખતે ઉંદરનું મરવું કહે છે. પણ તમારો નિશાળે જવાનો વખત થયો છે; તમારી પાસે તમારી બધી ચોપડીઓ છે?" ગોપાળે કહ્યું, "હા, બાવા, અહિંયાં મારી અંગ્રેજી વાંચવાની ચોપડી, મારી બીજ ગણિત, મારો હિંદુસ્તાનનો ઇતિહાસ છે. નારાયણ, ગઇ રાતે મેં તમને મારી સાહીવાળી પેન વાપરવા આપી તેનું તમે શું કીધું?" નારાયણે કહ્યું, "હું જાણતો નથી. હું ધારૂં છું કે મેં તે પેટી ઉપર રહેવા દીધી હતી." "ઠીક, જઇને તે લાવો; હું તે વગર નિશાળે જઇ શકતો નથી." એ ઉપરથી નારાયણ છોકરાઓના ઓરડામાં ગયો; પણ તે જરા બીધેલો દેખાતો પાછો દોડી આવ્યો. "બાવા, તે કલમ ગોપાળની પેટીની પછવાડે પડી છે, અને ત્યાં કંઇ બીજું છે, જે ઉંદરના જેવું દેખાય છે; હું તેને હાથ લગાડી શકતો નથી." તેઓના બાવા જોવા ગયા, અને તે પેટી ઓરડાના એક ઘણા અંધારા ખુણામાં હતી, તેથી તેણે તેની પછવાડે જોવાને એક કાંડી સળગાવી. ખચીત, ત્યાં એક મોટો ઉંદર પડેલો હતો, અને તે કલમ તેના શરીર ઉપર પડેલી હતી. મી. ગોવિંદે કહ્યું, "મને આ પસંદ નથી. હું આશા રાખું છું કે તે મરકીનો ઉંદર નથી. તમારે તે વિષે નિશાળમાં કંઇ બોલવું નહિ. મેતાને બોલાવો, અને તે લઇ જશે." મેતા કચરાપટી આવ્યો, અને તે ઉંદરને ખસેડયો અને તે છોકરાઓ નિશાળે ગયા, અને મી. ગોવિંદ પરગણાની ઇનસાફની અદાલતમાં ગયા. હવે મી. ગોવિંદે મેતાને તે ઉંદરને ચોકમાં દાટવા કહ્યું હતું; પણ તે સહવારે તેના હાથમાં એક અગત્યનો મુકરદમો હતો, અને પરગણાની ઇનસાફની અદાલતનો ન્યાયાધિશ હમેશા ઘણોજ વખત સર આવનાર હતો, તેથી તે ઉંદરને દાટતાં જોવા તે થોભી શકયો નહિ. એક આનાની કિમતનો એક ઉંદર જતો કાંય મેળે, તેનું મેતા કંઇ કારણ જોઇ શકયો નહિ, તેથી જ્યારે તે પોતાના બપોરના ખાણાને માટે ગયો, ત્યારે તે પોતાની સાથે તે ઉંદરને લેતો ગયો, અને તેને પોલિસના થાણે લઇ ગયો, જ્યાં તેને તેને માટે એક આનો મળ્યો. પોલિસ ઇનસ્પેકટરે તેને પુછયું કે તે કયા ઘરમાંથી આવ્યો હતો, અને તેણે કહ્યું કે તે મી. ગોવિંદના ઘરથી આવ્યો હતો. જ્યારે છોકરાઓ નિશાળેથી ઘર પહોંચ્યા, ત્યારે તેઓએ પોતાના બાપને

અગાઉ નહિ જોયલા એક માણસ સાથે વાતચીત કરતાં જોયો. તેઓને ત્યાર-પછી કહેવામાં આવ્યું કે તેનું નામ મી. રોઝારિયો હતું. તે તેઓના બાવા સાથે અંગ્રેજીમાં ઘણી ગંભીરાઇથી વાત કરતો હતો. મી. ગોવિંદ ઘણો ચિંતાતુર જણાયો, અને નજદીક નહિ આવવાને તે છોકરાઓને ઇશારત કીધી; તેથી તેઓ પોતાના ઓરડામાં ગયા, અને તેઓ પોતાનું ઘરે કરવા આપેલા પાઠ કરવાને તૈયારી કરવા માંડી. નારાયણે કહ્યું, "ગોપાળ, તમે નિશાળમાંના ઉંદર વિષે સાંભળ્યું?" ગોપાળે કહ્યું, "નહિ, તેને વિષે શું છે?" "કાંય એક મુવેલો ઉંદર રસાયણશાસ્ત્રને લગતા પ્રયોગો કરવાના ઓરડામાં અભરાઇ ઉપર થોડીક મોટી બાટલીની પછવાડે મળી આવ્યો હતો. સાયંસના શિક્ષક તેને પોલિસને થાણે લઇ ગયા, અને તેવણ કહે છે કે કાલે કદાચ સ્કુલ બંધ રહેશે, કારણ કે મરકીને લીધે તે કદાચ બંધ કરવામાં આવે." નારાયણે કહયું, હું આશા રાખું છું કે તે બંધ રહેશે. "મને છુટી ગમે છે" આ પળે તેઓના બાવા ઓરડામાં આવ્યા. નારાયણે કહયું, "બાવા, મી. રોઝેરિયો કયાં છે?" મી. ગોવિંદ, જે દેખઇતી રીતે ઘણા ચિંતાતુર હતા. તેવણે કહ્યું, "અરે, તેવણ જતા રહ્યા છે." "બાવા, તેવણ કોણ છે?" "તે મદદનિશ શસ્ત્ર વૈદ છે, જેને હમણાજ અહિંયાં મરકીના અમલદાર તરીકે નીમવામાં આવ્યો છે, અને તે એક ઍંગ્લો-ઈંડિયન છે. પેલો બેવકુફ મેતા એક આનો મેળવવાને ખાતર તે મુવેલા ઉંદરને આજે સકવારે પોલિસને થાણે લઇ ગયો. મેં તેને તે દાટવા કહ્યું; પણ તેને દાટતાં જોવાને મને વખત ન હતો. મેં તમારા માયને તે તપાસવાને કહ્યું હને તો સારૂં થતે." "બાવા, તમે જાણોછો કે આજે પાછળા પહોરે રસાયણ શાસ્ત્રને લગતા પ્રયોગો કરવાના ઓરડામાં એક મુવેલો ઉંદર મળી આવ્યો હતો. સાયન્સ માસ્તરે તેને પોતાની બાઇસીકલ ઉપર તે બંધાવ્યો અને તે લઇને તેવણ પોલિસને થાણે ગયા." મી. ગોવિંદે કહ્યું, "તેવણને પણ એક આનો જોઇતો હતો?" નારાયણે કહ્યું, "નહિ, હું તેમ ધારતોનથી; તેવણે કહ્યું કે તે મરકીના ચેપવાળો ઉંદર છે કે નહિ તે તેવણ શોધી કાઢશે." મી. ગોવિંદે કહ્યું, "મરકીના અમલદારે આપણા ઉંદરને માટે પણ એમજ કહ્યું હતુ. જો આપણો ઉંદર મરકીના ચેપવાળો હશે, તો તેઓ આપણને ઘણી મહેનત આપશે, અને કદાચ આપણને ઘર છોડી જવા કહેશે." ગોપાળે કહ્યું, "અને જો નિશાળનો ઉંદર મરકીના ચેપવાળો હશે તો નિશાળ

બંધ થશે, અને ત્યારે હું મારી પરિક્ષા કેવી રીતે પસાર કરીશ ?" તેઓ સઘળા તે રાતે બીકના મારેલા સુઇ ગયા. કુચપરવાની પોરમાં કંઇ મરકી હતી, પણ નજદીકના ગામોમાં પુષ્કળ મરકી હતી, અને સઘળા અમલદારો તેને શહેરમાં આવતાં અટકાવતા હતા. જ્યારે મરકી એક શહેરમાં ફાટી નીકળે છે, ત્યારે કેવું ભયંકર થઇ પડે છે, તે મી. ગોવિંદ જાણતા હતા મુંબઇમાં તેના પહેલ વહેલા દેખાવ પછી થોડે વખતે જે શહેરમાં તે રહેતે હતો. તેને તેનાથી સખત ખમવું પડયું. ગોપાળ તે વખતે એટલો તો નાનો હતો કે તેને તે વિષે કંઇ ખબર ન હતી, અને નારાયણનો જનમ થયો હતો. પોતાના ઘરમાં મળી આવેલા ઉંદરને છુપાવવાની કોશેશ કરવાના કરતા ગોવિંદને વધારે સારૂં જાણવું જોઇતું હતું. ઘર છોડી જવાના સંભવથી એટલો તો બીધો હતો, કે પોતાના ઘરમાં કોઇબી મુવેલા ઉંદરની તરતજ લોકોએ ખબર આપવી જોઇએ, એ કેટલું અગત્યનું હતું, તે તે ભુલી ગયો બીજી સહવારે તે ઉંદરોની ખબરને માટે તેઓ આતુરતાથી રાહ જોતા હતા આઠ વાગતાને સુમારે મરકીનો અમલદાર આવ્યો. આ વખતે તે છોકરાઓ અને તેઓનો બાપ ઘરના દરવાજામાં સાથે ઉભા હતા. મી. ગોવિંદે પુછયું "કેવી ખબર ?" તે અમલદારે કહ્યું, "હું તમને કહેવાને ખુશી છું કે તમારો ઉંદર મરકીથી મરી ગયો નથી, અને તેથી તમારા ઘરને મરકીનો ચેપ લાગ્યો છે એમ બીહવાનું હમને કંઇ કારણ નથી." મી. ગોવિંદે કહ્યું, "તેને માટે ખોદાનો ઉપકાર માનો; તમે જરા બેસીને આસાયશ નહિ લેશો ?" તે અમલદારે કહ્યું, "હા, હું પરોઢીયાંથી શહેરમાં ફરૂં છું. અને થાકી ગયો છું." તેઓ સઘળા પરશાળમાં બેઠા. નારાયણે કહ્યું, અમલદાર સાહેબ, મહેરબાની કરી કહો કે એક ઉંદર મરકીથી મરી ગયો છે કે, નહિ તે તમે કેમ જાણો છો ? "ઠીક, એક રીત એ છે કે તેને બીજા ઉંદરો જેઓ તંદરોસ્ત હો તેઓની સાથે એક પીંજરામાં મુકવો, અને જોવું કે તેઓમાંનો કોઇ મરકીથી મરણ પામે છે કે નહિ. જો તેઓ મરણ પામે તો હમે ધારીયે છીયે કે પહેલે ઉંદરે તેઓને ચેપ લાગુ પાડયો છે." "તે તેઓને કેવી રીતે ચેપ લાગુ પાડે છે? ઉંદરને ઘણું કરીને તેઓના શરીર ઉપર ચાંચડ હોય છે, અને જો ઉંદરને મરકી થયલી હોય છે, તો જે ચાંચડો તેનું લોહી ચુસે છે, તેઓ પોતાના શરીરમાં મરકી લઇ જાય છે, અને જેબી ઉંદરને કે આદમીને વળગી

તેઓ કરડે છે તેને ચેપ લાગુ પાડે છે. મરકી એક ઘણા શુક્ષ્મ જીવડાથી ઉત્પન્ન થાય છે, એટલું તો નાનું કે એક બળવાન શુક્ષ્મદર્શક યંત્ર વગર તેને જોવું નહિ બની શકે તેવું છે". નારાયણ વચમાં બોલી ઉઠ્યો, "હું જાણું છું કે આપણા સાયન્સના શિક્ષક પાસે, આરપાર જોવાની જગા સાથનું તદ્દન પીતળનું બનાવેલું એક સુક્ષ્મદર્શક યંત્ર છે. તેણે મને તે દહાડે તે મારફતે એક માખીની પાંખ દેખડાવી, અને તે એક માછીની જાળ જેવી જણાતી હતી." "ઠીક, એક સુક્ષ્મદર્શક યંત્રની મદદથી તમે જે ઝીણાં જીવડાંઓ મરકી ઉત્પન્ન કરે છે તે જોઈ શકો છો, પણ સુક્ષ્મદર્શક યંત્રમાંથી પણ તેઓ ઘણા નાના દેખાય છે તેઓ ઉંદરના લોહીમાં રહે છે, અને જ્યારે ચાંચડ ઉંદરોને કરડે છે, ત્યારે તેઓ જેમ તેઓને કહેવામાં આવે છે તેમ આ મરકીના જીવડાઓને ચુસી લે છે, અને જ્યારે તેઓ બીજા ઉંદરોને અથવા આદમીઓને કરડે છે, ત્યારે તેઓ તેમને મરકી આપે છે. આ કારણને લીધે સરકાર ઉંદરોને મારવા માટે ઇનામ આપે છે, કારણકે જો ઉંદરો હોય નહિ, તો મરકી નાબુદ થાય. ઉંદરનું મરવું વારંવાર મરકીની નિશાની છે, તેનું કારણ પણ તેજ છે. જે ઉંદરો મરકીથી મરણ પામે છે, તેઓને સંતાઇ જવાને વખત મળે તેની આગમજ તેઓ જલદીથી મરણ પામે છે, અને તેથી તેઓના મુડદાં વારંવાર મળી આવે છે. કોઇ કોઇવાર મરકી ઉપરાંત બીજા કારણોને લીધે ઉંદરો મરણ પામે છે, કે જે પ્રમાણે આ ઘરમાં મળી આવેલો ઉંદર મરણ પામ્યો હતો. એક ઉંદર મરકીથી મરણ પામ્યો છે કે નહિ, તે શોધી કાઢવાની એક રીત મેં તમને કહી છે; બીજી રીત એક સુક્ષ્મદર્શક યંત્ર વડે તેનું લોહી તપાસવાની છે. હમે વળી ઉંદરના શરીર ઉપરથી ચાંચડો પકડીયે છીયે, અને તેઓને તપાસીયે છીયે. તોપણ એ પ્રમાણે, જે ઉંદરો હજી જીવતા હોય છે, તેનાજ સંબંધમા, હમે કહીયે છીએ. ચાંચડો એક મુવેલા ઉંદરને છોડી જાય છે, અને જો તેઓને ઠરી ઠામ થવાને બીજો ઉંદર મળતો નથી. તો તેઓ વારંવાર આદમીઓને વળગે છે."

ગોપાળે પુછ્યું, "પણ પહેલ વહેલાં મરકી ક્યાંથી આવે છે?" તે અમલદારે કહ્યું, "તે હમે કહી શકતા નથી. હમે જાણયે છીયે કે તે ગંદા શહેરોમાં અને ઉંદરના દરોવાળાં ઘરોમાં ઘણા ખરા મળી આવે છે. જેમ લોકો પોતાના ઘરો અને મહોલાઓને વધારે સ્વચ્છ રાખે, તેમ તેમાં મરકી

થવાનો ઓછો સંભવ હોય છે. લાંબા વખતની વાત ઉપર યુરોપમાં વારંવાર મરકી થતી હતી, અને હવે ભાગ્યેજ તે ત્યાં જણાય છે. અને જ્યારે તે ત્યાં માલમ પડે છે, ત્યારે તેનો જલદીથી નીકાલ લાવવામાં આવે છે. તેનું કારણ એ કે યુરોપની સરકારો મહોલ્લા અને ઘરોને સ્વચ્છ, અને ઉંદરોથી મોકળા રાખવાને, આવી મહેનત લેછે. હિંદુસ્તાનમાં મરકી ઘણી ખરાબી કરનારી થઇ પડી છે, કારણ કે શહેરો વારંવાર ગીચ વસ્તીવાળાં, અને ગંદાં હોય છે, અને ઘરોમાં ઉંદરોનો દરોરો હોય છે. એનું કારણ કાંઇ એ નથી કે મરકી ગરમ દેશનો રોગ છે. તે મદરાસ ઇલાકાના દક્ષિણ ભાગ જેવી ઘણી ગરમ જગામાં થતો નથી, અને હિંદુસ્તાનમાં સઘળે ઠેકાણે તે ગરમીની મોસમમાં નાબુદ થાય છે. તે સાઇબિરિયા જેવા ઠંડા મુલકોમાં ઘણો ખરાબ હોય છે."

મી. ગોવિંદે પુછયું, "તેને અટકાવવાને કાંઇ નહિ કરી શકાય?" "હા, પહેલાં તો તંદરોરતી સાચવવાથી તેનો અટકાવ થાય છે. એટલે કે જગાઓને સ્વચ્છ અને ઉંદરોથી મોકળી કરવી, અને તેમને તેવી હાલતમાં રાખવી. ઉંદરોને મારી નાખવા એ બીજી રીત છે. જો ઘરમાં ઉંદર ન હોય, તો મરકી તેમાં દાખલ થઇ શકતી નથી. બીજો ઉપાય રસી મુકાવવાનો છે. એટલે કે લોકોના લોહીમાં એક ચોકસ પ્રવાહી દાખલ કરવી, જેથી જો એક મરકીના ચેપવાળો ચાંચડ પણ તેમને કરડે છે, તોપણ તેઓને મરકી લાગુ પડતી અટકે છે. જે જીવડાઓ મરકીના ચેપવાળાં પાણીઓમાં મળી આવે છે, તેમાંથી આ પ્રવાહી તૈયાર કરવામાં આવે છે. જે લોકોને રસી મુકવામાં આવે છે, તેઓને સહેજ તાવ આવે છે, જેમાંથી તેઓ જલદીથી સાજા થાય છે, અને ત્યાર પછી આશરે એક વરસ સુધી તેઓને મરકીથી કાંઇ બીહવાનું નથી. જ્યારે એક શહેરમાં મરકી થાય છે, ત્યારે સઘળા શાણા લોકો રસી મુકાવે છે. મરકીને ફેલાતાં અટકાવવાની બીજી યુકિત, તે જેને ઘરો ખાલી કરી જવું કહે છે, તે છે જ્યારે એક ઘરમાં ઉંદરો મરે છે, અથવા મરકીની બીમારી થાય છે, ત્યારે તે ઘરના અને પડોશના ઘરના લોકોને પોતાના ઘરોને છોડીને બીજે કેઠે જઇ રહેવા કહેવામાં આવે છે. પછી તે ઘરોને સંપુર્ણ રીતે સાફ કરવામાં આવે છે, અને મરકીના ચેપથી નીરાળાં બનાવવામાં આવે છે. કોઇ કોઇ વાર આખા શહેરો અને ગામડાંઓને

ખાલી કરવામાં આવે છે, અને લોકોને ખેતરોમાં બાંધેલાં ઝુપડામાં રહેવાને કહેવામાં આવે છે. અલબત્ત આ તેઓને માટે ઘણું જંજાળ ભરેલું અને અગવડ ભરેલું હોય છે, પણ મરકીથી મરણનું મોટું પ્રમાણ આવે તેના કરતાં તે વધારે સારૂં છે."

મી. ગોવિંદ અને તેના દીકરાઓએ પેલા અમલદારનું બોલવું ધ્યાનથી સાંભળ્યું, અને મી. ગોવિંદે કહ્યું કે "જો મરકી કુચપરવાનીપોરમાં આવે, તો તેઓને તરતજ રસી મુકવામાં આવે, કે જેથી ઝુપડામાં જઇને રહેવાની જંજાળ દુર થાય, અને તે દરમ્યાન તેઓ જોય કે તેઓનાં ઘરોને સ્વચ્છ અને ઉંદરોથી નીરાળાં રાખવામાં આવે." બીજે દિવસે તે છોકરાઓએ સાંભળ્યું કે રસાયણશાસ્ત્રને લગતા અખતરા કરવાના ઓરડામાં મળી આવેલો ઉંદર મરકીથી મરણ પામ્યો ન હતો તેટલા માટે નિશાળ બંધ થઇ નહિ, અને ગોપાળ પોતાની પરિક્ષાને માટે તૈયારી કરવાનું ચાલુ રાખી શક્યો. કુચપરવાનીપોર અત્યાર સુધી મરકીથી બચી ગયું છે, અને મી. ગોવિંદ અથવા તેના છોકરાઓને રસી મુકાવવી પડી નથી.

## 21. KING JOHN.

Rightful, *adj* ( રાઇટફુલ ) હકદાર. Lawful.
Heir, *n.* ( એર ) વારસ. Inheritor.
Prisoner, *n.* ( પ્રિઝનર ) કેદી. Captive. L. *Prehendo*, I seize.
Describes, *v. t.* ( ડિસ્ક્રાઇબ્ઝ ) વર્ણવે છે. Narrates. L. *de*, & *scribo*, I write.
To carry out, *inf.* ( કેરિ આઉટ ) અમલમાં મેળવું. To put in [ force.
Pleads, *v. i.* ( પ્લીડ્ઝ ) આજીજી કરે છે. Begs.
Pathetically, *ad.* ( પૅથેટિકલિ ) લાગણીથી. In a touching manner. Gr. *Pathos*, feeling.
Finally, *ad.* ( ફાઇનલિ ) સેવટે. In the end. L. *Finis*, an end.
Attendants, *n.* ( ઍટેનડંટ્ઝ ) ખીદમતગારો. Servants. L. Ad, & *tendo*, I stretch.
Tragic, *adj.* ( ટ્રૅજીક ) કરૂણારસ. Mournful. Gr. *Tragos*, a goat.
Arras *n.* ( ઍરાઝ ) ભીંત ઉપર ટાંગેલા પડદાં Curtains hung

Bosom, *n.* ( બુઝમ ) સપાટી. Surface. [ against a wall.
Warrant, *n.* ( વૅારંટ ) સત્તા. Authority to arrest or punish.
Scruples, *n.* ( સ્ક્રુપલ્ઝ ) વહેમ, વાંધા. Doubts, objections. L. *Scrupulus*, a small sharp stone.
Exeunt, *v. i.* ( એક્સિયંટ ) બહાર જાય છે. Go out.
Methinks, *v. t.* ( મિથિંક્ઝ ) મને લાગે છે. It seems to me.
Wantonness, *n.* ( વૅાન્ટનનેસ ) ગમત, શોખ. Affectation, sport.
Christendom, *n.* ( ક્રિસનડમ ) બાપટીઝમની ક્રિયા. Baptism.
Practises, *v. t.* ( પ્રૅક્ટિસિઝ ) કરવા ધારે છે. Intends to do. gr. *Prasso*, I do. [ I hurt.
Innocent, *adj.* ( ઇનોસંટ ) નીરદોષ. Harmless L. *In*, & *noceo*,
Prate, *n.* ( પ્રેત ) પટપટારો. Trfling talk.
Awake, *v. t.* ( અવેક ) ઉશકેરવું. Stir up.
Dispatch, *v. i.* ( ડિસપૅચ ) ઉતાવળ કરવી. Act hastily.
In sooth, ખરેખર. Intruth.
Warrant, *v. t.* (વૅારંટ) ગંભીરાઇથી કહું છું. Declare solemnly.
His wards...bosom, તેના શબ્દો મારૂં દીલ પીગળાવે છે. His words
Fair writ, બરાબર લખાયલું. Well written. [ move pity in me.
Foul effect, દુષ્ટ મતલબ. Wicked object. *E.* & *facio*, I do.
Ache, *v. i.* ( એક ) દુખવું. Feel pain.
Brows, *n.* ( બ્રાઉઝ ) કપાળ. Forehead. [wrought, wrought.
Wrought, *v. i.* ( રૉટ ) ભરતકામ કીધું. Worked. (work,
Anon, *ad.* ( ઍનૉન ) ઝડપથી. Quickly.
Lack, *v. t.* ( લૅક ) ગરજ છે. Are in want of.
At your sick service, માંદગીની વખતે તમારી સેવામાં. At your service during sickness, L. *Servio*, I serve.
Crafty, *adj.* ( ક્રૅફ્ટિ) હીકમતભરેલો. Cunning.
An if you will, જો તમારી મરજી પડે તો. If you like.
Use me ill, મારી તરફ ખાટકી રીતે વરતવું. Treat me cruelly.

Frown, *v. i.* ( ફ્રાઉન ) ગુસ્સે થવું. Be angry.
Though beat, જો કે ગરમ કીધેલું. Though heated.
Approaching, *pr. p.* પાસે આવતાં. Coming near. L. *Ad*, &. [ *prope*, near.
Quench, *v. t.* ( ક્વેન્ચ ) તૃપ્ત કરે. Satisfy.
Fiery, *adj*, ( ફાયરિ ) ઝનુની. Fierce. (adj. from fire).
Indignation, *n.* (ઇનડિગ્નેશન) ગુસ્સો. L. *In*, &. *dignus*, worthy.
Matter, *n.* ( મૅટર ) નિશાની. Sign.
The matter of mine innocence, મારા આંસુઓ. My tears.
Consume away in rust, લોખંડને કાટ લગાડશે. Cause the iron to rust. L. *Con*, &. *sumo*, I take. [Obstinately cruel.
Stubborn-hard, *adj.* ( સ્તબૉર્ન હાર્ડ ) હઠીલાઇપણે નિર્દય.
Stamps, *v. i.* ( સ્ટૅમ્પ્સ ) પગ અફાળે છે. Strikes foot.
Bloody, *adj*, ( બ્લડિ ) ખુની. Cruel, murderous.
Boisterous, *adj.* ( બૉઇસટરસ ) ઘોંઘાટ કરનાર. Noisy.
Stone still, *adj.* ( સ્ટોન સ્ટિલ ) પથરના જેવો થંભ. As motionless as a stone. [ with pain.
Wince, *v. i.* ( વિન્સ ) હટી જવું. Shrink when threatened
Torment, *n.* ( ટૉરમેન્ટ ) વેદના. Extreme suffering. [chidden.
Chid, *v. t.* ( ચિડ ) દોષ દીધો, ધમકાવ્યો. Scolded. (chide, chid,
Stern, *adj.* ( સ્ટર્ન ) કરડો. Harsh.
Gentle, *adj.* ( જેન્ટલ ) માયાળુ. Kind. [ I suffer.
Compassion, *n.* ( કમ્પૅશન ) દયા. Pity. L. *Con*, &. *patior*,
Give life, ઉશ્કેરે. Stir up.
Remedy, *n.* ( રેમિડિ ) ઉપાય. Cure, means.
Mote, *n.* ( મોટ ) કાંકરો. A particle of dust.
Gnat, *n.* ( નૅટ ) મચ્છર. Mosquito.
Annoyance, *n.* ( ઍનૉયન્સ ) પીડા. Molestation.
Precious sense, આંખ. The sense of sight.

Your vile intent, તમારી દુષ્ટ મતલબ. Your wicked intention.
L. *In* &. *tendo*, I stretch.
Needs, *ad.* ( નીડઝ ) જરૂર. Necessarily. [ shudder.
Horrible, *adj.* ( હૉરિબલ ) ભયંકર. Dreadful. L. *Horreo*, I
Hold your tongue, મુંગો રહે. Be quiet.
Brace, *n.* ( બ્રેસ ) જોડ. Pair.
By my troth, મારી આબરૂના કસમ, On my honour. [I, Build.
Instrument, *n.* (ઇન્સ્ટ્રુમેન્ત) હથિયાર. Tool. L. *In*, &. *struo*,
In good sooth, ખરેખર. In truth.
Being create, પેદા કરેલું. Being created. L. *creo*, I create.
Undeserved extremes, ઘણાજ ઘાટકી કામોમાં. In acts of great
Malice, *n.* ( મૅલિસ ) ખાર, કપટ. Extreme ill-will. [ cruelty.
Strewed, *v. t.* ( સ્ટ્રુડ ) પાથર્યું. Scattered over.
Repentant ashes, પશ્ચાત્તાપની રાખ. The ashes as a sign of
Repentance. L. *Re*, *poena*, punishment
Revive, *v. t.* ( રિવાઇવ ) સજીવન કરવું. Bring back to life. L.
*Re*, &. *vivo*, I live.
Make it blush and glow, પાછું તેને લાલ ધગધગતું બનાવશે.
Make it become red again. [ *cedo*, I go.
Proceedings, *ger.* ( પ્રોસીડિંગઝ ) કામો. Deeds L. *Pro*, &.
Deny their office, કામ કરવાને ના પાડે છે. Refuse to do the
work L. *De*, &. *nego*, to say no.
Lack, *v. t.* ( લૅક ) જોઇએ છે. Want.
Undergo, *v. t.* ( અંડરગો ) ખમવું. Suffer.

## 22. THE THREE MAXIMS.

Maxims, *n.* ( મૅકસિમ્ઝ ) કહેવતો. General principles put
shortly like proverbs. L. *Magnus*, great.

Allowed, *v. t.* (અલવડ) દેતો હતો. Permitted. [ *Facio*, I do.
Offender, *n.* ( ઑફેન્ડર ) ગુનેહગાર. Culprit. L. *Ob*, &.
Porter, *n.* ( પોરટર ) દરબાન. Door keeper, L. *Porta*, a gate.
Humbly, *ad.* (હમ્બલિ) નમ્રતાઇથી. With humility. L. *Humus*, the ground.
Merchandise, *n.* (મરચન્ડાઇઝ) વેપારનો સામાન. Goods in which merchants deal. L. *Merx*, merchandise.
To dispose of, *inf.* વેચવું. To sell.
Particular, *adj.* ( પરટિકયુલર ) ખાસ. Chief.
Excellence, *n.* ( એક્સેલન્સ ) શ્રેષ્ઠાઇ. Superiority, merit. L. *Ex*, &. *celsus*, raised high. [ shillings.
Florins, *n.* (ફ્લોરિન્ઝ) બે શિલિંગનો સિક્કો. A coin worth two
Consequences, *n.* ( કોનસિક્વનસિઝ ) પરિણામો. Results. L. *Con*, &. *sequor*, I follow.
High way, *n.* ( હાઇ ઉવે ) ધોરી રસ્તો. Main road.
By way, *n.* ( બાઇ-ઉવે ) ગલીઓ. Side roads.
Guest, *n.* ( ગેસ્ટ ) પરોણો. Visitor.
Extremely, *ad.* ( એક્સત્રીમલિ ) અતિશય. Exceedingly.
Opinion, *n.* ( ઓપિન્યન ) મત. Idea. [ *scribo*, I write.
Inscribed, *p. p.* ( ઇનસ્ક્રાઇબ્ડ ) કોતરેલો. Engraved. L. *In*, &.
Towels, *n.* ( ટૉવેલ્ઝ ) ટુવાલ. Cloths used in washing, shaving, etc. [ I throw.
Subjects, *n.* ( સબજેક્ટઝ ) રૈયત. People. L. *sub*, &. *jacio*,
To conspire, *inf.* ( કનસ્પાયર ) કાવતરું કરવું. To plot. L. Con, &. *spiro*, I breathe. [ a razor.
Shaving, *pr. p.* ( શેવિંગ ) હજામત કરવી. Cutting off with
Lathered, *v. t.* ( લૅધર્ડ ) સાબુનું ફીણ લગાડયું. Spread over with soap foam. [ I take.
Perceived, *v. t.* ( પરસીવ્ડ ) જોયું. Saw. L. *per.* &. *capio*,

Startled, *v. t* ( સ્ટાર્ટલ્ડ ) ચોંકાવ્યો. Alarmed.
Hired, *v. t.* ( હાયર્ડ ) ભાડે રોકવામાં આવ્યો છે. Engaged to d
work for money. [ wretched.
Miserable, *adj.* ( મિઝરેબલ ) કંગાળ. Wretched. L. *miser*
Condemned, *v. t.* ( કનડેમ્ડ ) સજા કરવામાં આવશે. Sentenced t
punishment. L. *con*, &. *damno*, I doom.
Disturbed, *v. t.* (ડિસ્ટર્બ્ડ) બેચેન કીધો. Disquieted.
Trembled, *v. t.* ( ટ્રેમબલ્ડ ) ધ્રુજ્યો. Shook with fear.
Accidentally, *ad.* ( ઍકસિડેંટલિ ) અચાનક. By chance. L. *Ad*
& *cado*, I fall. [ L. *In*, &, *scribo*, I write
Inscription, *n.* ( ઇન્સ્ક્રિપ્શન ) કોતરકામ. What was engraved
Destruction, *n.* ( ડિસ્ટ્રક્શન ) નાશ Ruin L. *De*, &. *struo*,
Control, *n.* ( કનટ્રોલ ) કાબુ. Check, restraint. [ I build.
Consulted, *v. i.* ( કનસલટેડ ) મસલહત ચલાવી. Asked the advic
of. L. *Con*, &, *salio*, I leap.
In all probability, ઘણું ખરૂં. Probably. L. *probo*, I prove
Decided, *v. t.* ( ડિસાઇડેડ ) નક્કી કરવામાં આવ્યો. Settled.
Journey, *n.* ( જરનિ ) મુસાફરી. Travel. L. *Dies*, a day.
Warns, *v t.* ( વૉર્નઝ ) ચેતાવે છે. Cautions.
Conspirators, *n.* ( કૉનસપિરેટરઝ ) કાવત્રાંખોરો. Plotters. L. *Con*
&. *spiro*, I breathe.
Put to the sword, મારી નાખ્યા. Killed.
Secretly, *ad.* ( સિક્રેટલિ ) દીલમાં. At heart L. *Sacer*, holy.
Counsel, *n.* (કાનસેલ) સલાહ. Advice. L. *Con*, & *salio*, I leap
Convenient, *adj.* ( કનવીન્યંટ ) સગવડભરેલું. Suitable.
Agreed, *v. t.* ( અગ્રીડ ) એકમત થયા. Settled, arranged, L
*Ad*, &. *gratia*, favour.
Lodged, *v. t.* ( લૉજડ ) રહ્યો. Accomodated. [*Hospes*, a guest

Host, *n.* ( હોસ્ટ ) મેજમાન. One who entertains a guest. L.
Elsewhere, *ad.* ( એલસવ્હેર ) બીજે કેકે. In some other place.

## 23. THE SCHOOL INSPECTION.

Inspection, *n.* ( ઇનસ્પેક્શન ) તપાસ. Close examination. L. *In.*, &. *specio*, I see.
Naturally, *ad.* ( નૅચરલિ ) કુદરતી રીતે. In the course of nature, inevitably. L. *Natus*, born.
Event, *n.* ( ઇવેન્ત ) બનાવ. Incident. L. *E*, &. *venio*, I come.
Favourably, *ad.* ( ફેવરેબલિ ) જેમ મળે તેવી રીતે. Creditably. L. *favor*, favour.
Break, *n.* ( બ્રેક ) ખલલ. Interruption.
Form, *n.* ( ફૉર્મ ) વર્ગ. Class.
Surprised, *v. t.* ( સરપ્રાઇઝ્ડ ) અજબ થયો. Astonished. L. *Super*, &. *prehendo*, I seize.
Previous, *adj.* (પ્રિવિયસ) આગળાં. Former. L. *Pre*, &. *via*, way.
Moustache, *n.* ( મુસટેશ ) મુછ. The hair on the upper lip.
Retired, *v. i.* ( રિટાયર્ડ ) કામથી ફારેગ થયો. Withdrew from business. L. *Re*, &. *traho*, I draw.
Pension, *n.* ( પેનશન ) પેનશન. An allowance made to a person who is too old for further work.
Elderly, *adj.* ( એલડરલિ ) ઉમરે પુગેલો. Advanced in age.
Departed, *v. i.* ( ડિપાર્ટેડ ) પડતી મેળી. Left off.
Definitions, *n.* ( ડેફિનીશનઝ ) વ્યાખ્યા. Meanings, explanations.
Interesting, *adj.* ( ઇનટરેસટિંગ ) મનોરંજક. Charming.
To admit, *inf.* ( ઍડમિટ ) કબુલ કરવું. To own. L. *Ad*, & *mitto*, I send.
Practical, *adj.* ( પ્રૅકટિકલ ) વ્યવહારૂ. Concerned with doing rather than thinking. gr. *Prasso*, I do.
Physics, *n.* ( ફિઝિક્સ ) કુદરતી વિદ્યા. The science of nature, the science which treats of the laws and properties of matter.
College, *n.* ( કૉલેજ ) પાઠશાળા. A society of scholars for

imparting higher education. *Con*, &. [ *lego*, I choose.
Experiment, *n.* ( એક્સપેરિમેન્ટ ) અખતરો. Something done for the sake of gaining information.
Text-books, *n.* ( ટેક્સ્ટ-બુક્સ ) નિશાળ કે પાઠશાળામાં ચાલતી ચોપડીઓ. Books intended for school or college use.
Altogether, *ad.* ( ઑલટુગેધર ) તદ્દન. Quite.
Moreover, *ad.* ( મોર ઓવર ) એ ઉપરાંત. Besides.
Employed, *v. t.* ( એમપ્લૉયડ ) રોકાયલા હતા. Engaged.
Sucking, *ger.* ( સકિંગ ) ચુસવું. Drawing into the mouth.
Illustrate, *inf.* ( ઇલસ્ટ્રેટ ) સમજાવવાને માટે કરી બતાવવું. To make use of things as a help to explanation.
Pressure, *n.* ( પ્રેશર ) દબાણ. Force. L. *Premo*, I press.
Column, *n.* ( કોલમ ) જથો. Body. [ *video*, I see.
Provided, *v. t.* ( પ્રોવાઇડેડ ) પુરૂ પાડ્યું. Supplied. L. *Pro*, &.
Litmus, *n.* ( લિટમસ ) રસાયણશાસ્ત્રમાં વપરાતો રંગવાનો પદાર્થ. Colouring matter used for testing in chemistry.
Solution, *n.* ( સોલ્યુશન ) પાગળાવેલો પદાર્થ. The product resulting from the absorption of a solid into a liquid.
Praised, *v. t.* ( પ્રેઝ્ડ ) વખાણ્યા. Spoke highly of.
Dismissed, *v. t.* ( ડિસમિસ્ડ ) છોડી દેવામાં આવી. Was allowed leave of going away. L. *Dis*, &. *mitto*, I send.
Was started, *v. t.* ( સ્ટારટેડ ) શરૂ કરવામાં આવી. Was begun.
Astonished, *v. t.* ( અસ્ટૉનિશડ ) અજાયબ કીધો. Surprised. L. *Attono*, to thunder at. [ I tremble.
Tremendous, *adj.* ( ટ્રિમેનડસ ) જબરી. Violent. L. *Tremo*,
Affair, *n.* ( અફેર ) બાબદ. Subject. L. *Ad*, &. *facio*, I do.
Dropped in, ઓચિંતો આવતો હતો. Came unexpectedly.
Primary schools. શરૂઆતનુ શીખવતી નિશાળો. School preparatory to the High schools. L. *Primus*, first.

Kindergarten, *n.* ( કિનડરગારટન ) નાના છોકરાંઓને શીખવવાની એક નવી પદ્ધતી. A system of training for young children.
Strips, *n.* (સ્ટ્રિપ્સ) પટીઓ. Chips. [ *Pre*, & *tendo*, I stretch.
Pretending, *pr. p.* ( પ્રિટેનડિંગ ) દેખાવ કરવો. Feigning. L.
By heart, મોઢે. By rote.
Training, *ger.* ( ટ્રેનિંગ ) કેળવવું Educating.
Mercilessly, *ad.* (મરસિલેસલિ) ઘાટકીપણે Cruelly. [ *durus*, hard.
To endure, *inf.* ( એનડ્યુર ) ખમવું. To bear. L. *In*, &
Confinement, *n.* ( કનફાઇનમેન્ટ ) ગંધાઇ રહેવું, Being shut up. L *Con finis*, a limit. [ *Con*, & *sisto*, I stand.
Puny, *adj.* ( પ્યુનિ ) નાતવાન. Small and feeble.
Consisted in, *v. t.* ( કનસિસ્ટેડ ) સમાયલું હતું. Included, L.
Discussion, *n.* ( ડિસ્કશન ) તકરાર. Dispute.
Modern *adj.* ( મૉડર્ન ) હાલની. Present. [ consideration.
On the whole, સામટી રીતે લેતાં. Taking everything into
Old-fashioned, *adj.* ( ઓલ્ડ-ફેશન્ડ ) અસલી ઢપની. Belonging to a time gone past.

## 24. THE GREAT CITIES OF THE WORLD-VENICE.

Venice, વેનીસ શહેર. A city in Italy.
Barbarians, *n.* ( બારબેરિયન્ઝ ) જંગલી લોક. Savage people. Gr. *Barbaros*, strange to Greek blood.
Refuges, *n,* ( રેફ્યુજીઝ ) નાસી આવનારાઓ. People who are obliged to fly and take refuge. L. *Re*, & *fugis*, I fly.
Secure, *adj*, ( સિક્યૉર ) સલામત. Safe. L. *Securus*, secure.
Group, *n.* ( ગ્રુપ ) ઝુમખો. Cluster. [ channels.
Lagoons, *n* ( લૅગૂન્ઝ ) ખાડીઓ. Back waters of the sea,
Marshes, *n.* ( મારશિઝ ) ભીની જગા. Wet places.
Fringe, *v t.* ( ફ્રિંજ ) કીનારે આવેલી હોય છે. Border.
Piles, *n* (પાઇલ્ઝ) થાંભલા. Pillars, logs of wood driven into the sand to make a firm foundation.

Glorious, *adj.* ( ગ્લૉરિયસ ) કીર્તિવંત. Famous. L. *Gloria*, glory.
Ebbing, *pr. p.* ( એબિંગ ) ઓટ થતી. Flowing back. [ sea.
Seaweed, *n.* ( સીવીડ ) દરિયાઇ પાળો. Plants growing in the
Approach, *v. t.* ( એપ્રોચ ) નજદીક જઇએ. Go near L. *Ad.*
Fade, *inf.* ( ફેડ ) ગુમ થવું. Disappear. [ &. *Prope*, near.
Vision, ( વિઝન ) સ્વપ્નો. Dream, L. *Video*, I see.
Piled, *v. t.* ( પાઇલ્ડ ) બાંધ્યા. Built.
Knit, *v. t.* ( નિટ ) જોડયા. Connected.
Canals, *n.* ( કૅનાલ્ઝ ) નેહેરો. Water-ways. L. *Canna*, a pipe.
Conveyance, *n* ( કનવેયંસ ) લઇ જનારી ગાડી. Anything which
conveys or carries. L. *Con*, &. *veho*, I carry.
Charm, *n.* ( ચાર્મ ) મોહિની. Attraction L. *Carmen*, a song.
Old world, *adj.* ( ઓલ્ડ ઉવર્લ્ડ ) અસલી ઢબની. Old fashioned.
Decorated, *p. p.* ( ડેકોરેટેડ ) સણુગારેલી. Adorned. [the water.
Propelled, *v. t.* ( પ્રોપેલ્ડ ) હડસેલવામાં આવે છે. Forced through.
Canoe, *n.* ( કેનુ ) હોડકું. A small boat. [manages a gondola.
Gondolier, *n.* ( ગૉનડોલિયર ) ગોનડોલા ચલાવનાર. One who
Stern, *n.* ( સ્ટર્ન ) પાછલો ભાગ. After part.
Rowlock, *n.* ( રોલૉક ) હલ્લેસું ગોઠવવાનું કણુ The part of a boat
that forms a support and fulcrum for the oar.
Slightly, *ad.* ( સ્લાઇટલિ ) ધીમેથી. Gently.
Sidewise, *adj.* ( સાઇડઉવાઇઝ ) એક બાજુની. On one side.
Venetian fashion, વેનીસની ઢબ. Style of Venice.
Ducking, *Ger*, (ડકિંગ) પાણીમાં પડવું. Going into the water.
Programme, *n.* ( પ્રોગ્રામ ) અનુક્રમે કરવાની ટીપ. A brief out-
line of the order to be pursued. [ I send.
Omitted, *v. t.* ( ઓમિટેડ ) છોડી દેવી. Left off. L. *Ob*, & *mitto*,
Hail, *v. t.* ( હેલ ) ખુશીથી ભાડે કર્યે છીયે. Hire with pleasure.
Gliding, (ગ્લાઇડિંગ) હંકાર્યે છીયે. Sailing smoothly. [many domes.
Many-domed, *adj.* ( મૅનિ ડોમ્ડ ) ઘણા ગુંબજવાળુ. Having

